शास्त्रविशारद जैनाचार्य योगनिष्ठ पूज्यपाद
सद्गुरु श्रीमद् बुद्धिसागरसूरिभ्यो नमः

# પ્રકરણ સુખસિન્ધુ.

[ દ્વિતીય વિભાગ. ]

સંગ્રાહક અને પ્રયોજકઃ-
પ્રસિદ્ધવક્તા
પંન્યાસજી અજીતસાગરજી ગણિ.

મહેસાણા નિવાસી
શેઠ. ડાહ્યાભાઇ ઘેલાભાઇનાં માતુશ્રી મર્હુમ
ચુનીબાઇના સ્મરણાર્થે તેમના તરફની
સંપૂર્ણ આર્થિક સહાયથી

છપાવી પ્રસિદ્ધ કર્તાઃ-
વિઠ્ઠલભાઇ જીવાભાઇ પટેલ.
ઝવેરીવાડ, નાગોરીસરાહ-અમદાવાદ.

વીર સંવત ૨૪૪૮. પ્રત ૧૦૦૦. સને ૧૯૨૧.

મુલ્ય-પઠન પાઠન.

# આ પુસ્તક તથા અન્ય તૈયાર પુસ્તકો

## નીચેના ઠેકાણેથી મળી શકશે.

---

૧ ગીત રત્નાવળી–પૃષ્ઠ ૧૦૦ ( શિલીકમાં નથી ) રૂ. ૦–૪–૦

૨ પ્રકરણ સુખસિન્ધુ–પ્રથમ વિભાગ ( જુજ નકલો ) ...

૩ ,, દ્વિતીય વિભાગ પૃષ્ઠ. ૪૪૮ ...

૪ સંવેગ છત્રીશી. પૃષ્ઠ ૪૬૪. ...

૫ સુપાર્શ્વનાથ ચરિયં. ગુજરાતી ભાષાંતર–તૈયાર થાય છે.

મળવાનાં ઠેકાણાં:—

૧ પ્રકાશક પાસેથી.

૨ સેક્રેટરી,

મુનિરાજ શ્રી સુખસાગરજી લાયબ્રેરી.

મહેસાણા.

૩ પં. અજીતસાગરજી ગણિ શાસ્ત્રસંગ્રહ તરફથી

શા. સામળદાસ તુલજારામ કાપડીઆ.

મોટા માઢ, પ્રાંતીજ. ( એ. પી. રેલવે. )

૪ ઝવેરી ભોળાભાઇ વિમળભાઈ.

ઝવેરીવાડ, ચોરા સામે–અમદાવાદ.

---

'વસંત' પ્રીન્ટિંગ પ્રેસમાં ચીમનલાલ ઈશ્વરલાલે છાપી.
રાયપુર, સામળાની પોળ પાસે–અમદાવાદ.

મહેસાણા નિવાસી

મર્હુમ શેઠ ઘેલાભાઈ કરમચંદનાં



વિધવા ધર્મપત્નિ મર્હુમ શ્રાવિકા ચુનીબાઇ.

( मन्दाक्रान्तावृत्तम् )

श्रीमानेष, प्रकरणसुख,-क्षीरधीरत्नराशि-
र्यातःख्यातिं, यदतुलकृपा,-श्रेणिमासाद्य हृद्यः ॥
सोऽयं सूरि,-र्बुधजनगणै,-रर्चनीयक्रमाब्जो-
बुद्ध्यब्धिर्वै, [illegible], योगनिष्ठप्रभावः ॥१॥



# નિવેદન.

આવી રીતે પ્રકરણોનો સંગ્રહ કરી પુસ્તકરૂપે જનસમાજ સમક્ષ મૂકવાનો હેતુ હું પ્રથમ વિભાગની પ્રસ્તાવનામાં જણાવી ગયો છું જેથી ફરીથી જણાવવું ઉચીત ધારતો નથી. પ્રથમ વિભાગની માફક આ બીજા વિભાગમાં પણ **પ્રસિદ્ધ વક્તા પંન્યાસજી અજીતસાગરજી ગણિએ** આખું મેટર યોગ્ય સુધારા વધારા સાથે તૈયાર કરી આપવામાં પૂર્ણ મહેનત લઇ પોતાના અમૂલ્ય વખતનો જે ભોગ આપ્યો છે તે માટે તેઓશ્રીનો આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે. તેઓશ્રીની આવી સંપૂર્ણ સહાયથીજ આ પુસ્તક વાંચકવર્ગ સમક્ષ રજુ કરવા ભાગ્યશાળી થયો છું.

આવાં છુટાંછુટાં પ્રકરણો જૈન ધર્મમાં ઘણાં છે, આ પ્રકરણોનું સરળ ભાષામાં ભાષાંતર કરાવી જુજ કિંમતથી યા વિના મૂલ્યે જો જનસમાજ સમક્ષ મૂકવામાં આવે તો તેનો વધુ ઉપયોગ થાય અને ઘણા જણ તેનો લાભ લઇ શકે. આ આશય પૂર્ણ કરવામાં દ્રવ્યની ખાસ જરૂર પડે. જેથી આ વિચાર **મહેસાણા નિવાસી શેઠ ડાહ્યાભાઈ ઘેલાભાઇને** જણાવતાં તેઓએ પોતાની **માતુશ્રી મહુંમ ચુનીબાઈના** સ્મરણાર્થે આ પુસ્તક છપાવવાનો કુલ ખર્ચ

આપવા ઇચ્છા બતાવી અને તેઓ તરફની આવી ઉદાર સહાયથી આ સંગ્રહ પુસ્તકરૂપે વાંચકવર્ગ સમક્ષ મૂકવા ભાગ્યશાળી થયો છું. તેઓએ પોતાની સુકૃત કમાઇના દ્રવ્યનો આવી રીતે સદુપયોગ કરવા માટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે અને ઇચ્છા રાખું છું કે બીજા સદ્‌ગૃહસ્થો પણ શેઠ ડાહ્યાભાઇનું અનુકરણ કરશે.

આ પુસ્તકમાં **કસ્તૂરી પ્રકરણ, સિંદૂર પ્રકરણ, હિંગુલ પ્રકરણ** તથા **ધર્મસર્વસ્વાધિકાર** વગેરે પ્રકરણો ઉપરાંત **ચતુર્વિંશતિ જીનસ્તવનો** તથા **સ્તુતિઓ, જીનસ્તોત્રો** તથા **સુભાષિતમુક્તાવલિ** વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ બધાં સરળ રીતે સંસ્કૃત ભાષામાં લખાયેલાં છે. **સુભાષિતમુક્તાવલિ**માં એકંદર પાંચસો શ્લોકો આપેલા છે, તે શ્લોકોની ભાષા એટલી બધી સહેલી રાખવામાં આવી છે કે જેનો લાભ સંસ્કૃત ભાષાના અલ્પ અભ્યાસીઓ પણ સારી રીતે લઇ શકે. ધર્મ તથા નીતિ માર્ગને પુષ્ટિ મળે તેવા તથા અન્ય બોધદાયક વિચારોથી આ શ્લોકો ભરપુર છે.

પ્રથમ વિભાગની માફક આ ભાગની પ્રસ્તાવના લખવા માટે **પ્રસિદ્ધ વિદ્વાન શ્રીયુત્ મણિલાલ નથુભાઈ દોશી. બી. એ.** ને ઇચ્છા જણાવતાં પોતે કેટલીક પ્રવૃત્તિઓમાં ગુંથાયેલા હોવા છતાં પણ થોડો વખત બચાવી પ્રસ્તાવના લખી આપવા સ્વીકાર્યું છે. જે માટે તેઓનો આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે. આ પુસ્તકની મહારાજશ્રીએ તૈયાર કરેલી પ્રેસ કોપી તથા છેવટનાં પ્રુફ તપાસી જવા માટે **વ્યાકરણાચાર્ય શાસ્ત્રીજી ભાઈશંકરભાઇએ** પોતાના વખતનો ભોગ આપી જે મદદ આપી છે તે માટે તેઓનો અત્રે આભાર માનવામાં આવે છે.

આ પુસ્તકમાં રહેલી ભૂલો માટે શુદ્ધિપત્ર આપવામાં આવ્યું છે તેમ છતાં દષ્ટિદોષથી વા છાપાકામને લઇને જે અશુદ્ધિ રહી ગઇ હોય તે વાંચકવર્ગ સુધારી લેશે એમ ઇચ્છા રાખું છું. જે ઉચ્ચ આશયથી આ પુસ્તક જનસમાજ સમક્ષ મૂકવામાં આવ્યું છે, તેવોજ ઉચ્ચ આશય ધ્યાનમાં રાખી વાંચકવર્ગ તેનો સદુપયોગ કરશે તો સંગ્રાહક તથા દ્રવ્ય ખર્ચનારની ઇચ્છા સફળ થઇ ગણાશે એવી આશા સાથે વિરમું છું. ॐ शान्तिः

ઝવેરીવાડ—નાગોરીસરાહ,
અમદાવાદ.
વિક્રમાબ્દ-૧૯૭૭,
આશ્વિન શુક્લપક્ષ પૂર્ણિમા.

વિઠ્ઠલભાઇ જીવાભાઇ પટેલ.






પ્રકરણ સુખસિન્ધુના બીજા ભાગની પ્રસ્તાવના લખવાનું કામ પણ પ્રથમ ભાગની પ્રસ્તાવનાની માફક મને સોંપવામાં આવ્યું છે. જુદા જુદા પ્રકરણ ગ્રન્થો તેના ભાષાંતર તથા અન્વય સાથે બ્હાર પાડવાની યોજના જૈનઆલમને ઘણી લાભકારી થાય એ સ્વાભાવિક છે. વળી તે નજીવી કિંમતે અથવા વિના મૂલ્યે ભેટ આપવામાં આવે છે, તેથી ઘણા લોકો તેનો લાભ લઇ શકશે. જેઓ તેનો ઉપયોગ કરી શકે તેવા મનુષ્યોને જો આ પુસ્તક ભેટ તરીકે આપવામાં આવશે તો આ નિમિત્તે દ્રવ્ય ખર્ચનારના દ્રવ્યનો સદ્‌વ્યય કરેલો કહી શકાય.

આ વિભાગમાં જે જે પ્રકરણો આપવામાં આવેલાં છે તે બધાનાં નામ જૈનપ્રજાને પરિચિત છે. આ પુસ્તકમાં **કસ્તૂરી પ્રકરણ, સિંદૂર પ્રકરણ, હિંગુલ પ્રકરણ** તથા **ધર્મસર્વસ્વાધિકાર** વગેરે પ્રકરણો આપવામાં આવેલાં છે. ઘણા બંધુઓ તથા બ્હેનો તેમને કંઠાગ્ર કરે છે અને વારંવાર તેનું રટણ કરે છે. આ બધા પ્રકરણોમાં અનેક ઉચ્ચ ભાવનાઓ સંગ્રહવામાં આવી છે. આ પ્રકરણોના શ્લોકો દાન, શીળ, ક્ષમા, સંતોષ, અપરિગ્રહ, તપ, ભાવ વગેરે અનેક શુભ ભાવનાઓ સૂચવે છે. પરસ્ત્રી, વેશ્યા, ચોરી,

શિકાર દારૂ વગેરે પાપકાર્યોના અનર્થો પણ આ પ્રકરણોમાં સ્પષ્ટ અસરકારક રીતે બતાવવામાં આવ્યા છે, ધર્મસર્વસ્વાધિકારમાં હિંદુધર્મના જુદા જુદા ગ્રન્થોમાં આવેલા શ્લોકોના આધાર આપી એમ બતાવવામાં આવ્યું છે કે યજ્ઞમાં, રાત્રી ભોજનમાં હિંસા વગેરે જે પાપો જૈનોમાં બતાવે છે, તેના પુરાવા તેમના શાસ્ત્રો પણ આપે છે, માટે તે ત્યાગ કરવા યોગ્ય છે. જેમ વીંછી કે સર્પનું ઝેર ચડયું હોય અને તે ઉતારવાને તેનો તે મંત્ર ફરીથી ભણવામાં આવે તો પુનરૂક્તિ દોષ થતો નથી, તેમ આ પ્રકરણોમાં કેટલીક બાબતો ફરી ફરીને કહેવામાં આવી છે, તેમાં પુનરૂક્તિ દોષ નથી, કારણકે સંસારનું રાગદ્વેષ અને કષાયાદિનું ઝેર એટલું બધું ચ્હડેલું છે કે તે ઉતારવાને જેટલું કહેવામાં આવે તે ઓછું ગણી શકાય. આ બધી ઉચ્ચ ભાવનાઓ છે અને તે ભાવનાઓ પ્રમાણે જીવન ગાળવામાંજ તેનો ખરો લાભ આપણે પ્રાપ્ત કરી શકીએ. હવે ભાવના એ શું? અને તે કેમ જીવનમાં ઉતારી શકાય તેનો વિચાર કરીશું.

ભાવના એટલે વિચાર, દરેક વિચારને આપણે આદર્શ કે ઉચ્ચ ભાવના કહી શકીએ નહિ. તે વિચાર ઉચ્ચ હોવો જોઇએ. આપણને આપણી વર્તમાન સ્થિતિમાંથી ઉંચે લઇ જનારો તે વિચાર હોવો જોઇએ. આટલેથી પણ તેની વ્યાખ્યા પૂર્ણ થતી નથી. તે વિચાર સ્થાયી હોવો જોઇએ. આપણો આદર્શ કે ઉચ્ચ ભાવના ક્ષણે ક્ષણે બદલાય તો તે જીવનપર અસર કદી કરી શકે નહિ. માટે તે ભાવના સ્થાયી હોવી જોઇએ. વળી કોઇ ભાવના ગમે તેવી ઉચ્ચ હોય પણ જો આપણા જીવનપર અસર ન કરે તો તે આપણે કામની નથી. ગમેતેવું સારૂં કાવ્ય બાળકને આનંદ કે બોધ આપી શકે નહિ, કારણકે તે સમજવાની તેનામાં શક્તિ નથી, માટે તે

ભાવના જીવનપર અસર કરનારી હોવી જોઇએ. ત્યારે ભાવનાની વ્યાખ્યા આ પ્રમાણે આપી શકાય કે કોઇપણ સ્થાયી, ઉચ્ચ અને જીવનને અસર કરનારો વિચાર. આવી વ્યાખ્યા જેને લાગુ પડી શકે તેવી અનેક ભાવનાઓ આ પ્રકરણોમાં આપેલી છે. સવાલ વાંચકવર્ગ આગળ એટલોજ રહે છે કે તે ભાવનાઓને અમલમાં કેમ મૂકવી, આપણા જીવનવ્યવહારમાં તે ભાવનાઓને કેમ યોજવી. કામ કઠીન છ, પણ તે કર્યા સિવાય આપણો ખરો વિકાસ થવો અસંભવિત છે. દાખલા તરીકે ધર્મસર્વસ્વાધિકારમાં પ્રથમજ એ શ્લોક આપેલો છે કે—

**श्रुयतां धर्मसर्वस्वं, श्रुत्वा च अवधार्यताम् ।**
**आत्मनः प्रतिकूलानि, परेभ्यो न समाचरेत् ॥**

ધર્મનો સાર સાંભળો અને સાંભળીને હૃદયમાં રાખો, જે પોતાને પ્રતિકૂળ હોય તે બીજા પ્રત્યે ન આચરવું. આપણને કોઇ છેતરે, ગાળો દે, મારે, અપમાન કરે અથવા નિંદા કરે તો તે શું આપણને ગમે ? તે શું આપણને પ્રતિકૂળ નથી ? જરૂર પ્રતિકૂળ છે, તો પછી ઉપરના સૂત્રને ધ્યાનમાં રાખી આપણે બીજા સાથેના આપણા વર્તનમાં આપણે તેને છેતરવો નહિ, મારવો નહિ, ગાળો દેવી નહિ, મારવો નહિ, તેનું અપમાન યા નિંદા કરવી નહિ. તેવીજ રીતે તેનાથી વિપરિત સૂત્ર પણ ખરૂ છે કે "Do unto others as you would then to do unto you.." બીજાઓ જેવી રીતે તમારા પ્રત્યે વર્તે, એમ ઇચ્છતા હો, તેવી રીતે બીજાઓ પ્રત્યે તમે વર્તો. બીજાઓ તમને મીઠાં વચનોથી બોલાવે, તમારી પ્રત્યે દયાભાવ રાખે, તમારા ગુણોની પ્રશંસા કરે, તમારા ઉપર સ્નેહભાવ રાખે, તમારૂ કલ્યાણ ઇચ્છે; આ બધી બાબતો તમે ઇચ્છો

છો, તો પછી તમારા બીજા સાથેના સંબંધમાં તમારે પણ તેજ પ્રમાણે વર્તવું જોઇએ. તમારે બીજાઓને મીઠાં વચનોથી બોલાવવા જોઇએ, તેમના પ્રત્યે દયાભાવ રાખવો જોઇએ, તેમના ગુણોની પ્રશંસા કરવી જોઇએ, તેમનાપર સ્નેહભાવ રાખવો જોઇએ અને તેમનું કલ્યાણ ઇચ્છવું જોઇએ. આતો આપણે એક શ્લોકનું ટુંક વિવેચન કર્યું. જે ઉપરથી આપણે કેમ વિચાર કરવો તેનો કાંઇક ખ્યાલ આવી શકશે.

આ શ્લોકમાં આપેલા સદ્ગુણોમાંથી એકાદ સદ્ગુણ લેવો, પ્રાતઃ કાળમાં તે પર શાંત ચિત્તથી બેસી વિચાર કરવો અને તે અમલમાં કેમ મૂકી શકાય તેનું ચિંતવન કરવું, પછી તે દિવસના જીવન વ્યવહારમાં તે સદ્ગુણને યોજવા પ્રયત્ન કરવો, તે સદ્ગુણ પ્રમાણે વર્તવા મહેનત કરવી ઘણા સમયના ઉલટા અભ્યાસથી શરૂઆતમાં ભૂલો થઈ જવા સંભવ છે, પણ તેથી ગભરાવું નહિ. રાત પડે દિવસના કાર્યોનું અવલોકન ( પ્રતિક્રમણ ) કરવું અને કેટલે અંશે તે સદ્ગુણ પ્રમાણે જીવન ગાળવામાં આવ્યું છે અને કેટલે અંશે ભૂલ થઇ છે તેનું નિરીક્ષણ કરો. ફરીથી એવી ભૂલ ન થાય તેવો મન સાથે નિશ્ચય કરવો, બીજે દિવસે પણ તે સદ્ગુણો યોજવા પ્રયત્ન કરવો, વળી સાંજરે તેનું નિરીક્ષણ કરવું. આ પ્રમાણે કરવાથી શરૂઆતમાં કદાચ ભૂલો વિશેષ થશે, પણ ધીમે ધીમે ભૂલો ઓછી થતી જશે અને તે સદ્ગુણ આપણા જીવનમાં દૃઢ થતો જશે. આવી રીતે ધીમે ધીમે માનપૂર્વક અને નિયમિત રીતે બાંધેલો સદ્ગુણ એ આપણી સાથે રહેશે. માટે આ પ્રકરણોમાં પોષેલી ભાવનાઓને ભાવનારૂપે નહિ રહેવા દેતાં તે પ્રમાણે જીવન ગાળવા પ્રયત્ન કરવો.

મનનો સ્વભાવ એવો છે કે તે એક ક્ષણવાર પણ સ્થિર રહેતું નથી. તે ક્ષણે ક્ષણે અનેક પ્રકારના સારા યા નરતા વિચારો કર્યા કરે છે, તે મન ધ્વજાના વસ્ત્ર જેવું, હાથીના કાન જેવું અને શરદઋતુના વાદળ જેવું ચંચળ છે. તે મનને આપણે જેવી ગતિ આપીએ તેવી તે લે છે. તો તેવા મનને એકદમ નિષ્ક્રિય કરવાનો પ્રયત્ન કરવો એ કામ ઘણું કઠણ છે અને શરૂઆતમાં તો અશક્ય જેવું છે માટે પ્રથમ મનને શુભ વિચારોમાં લાવવું. આ કામ અશુભ વિચારોને દાબવાથી થઇ શકશે નહિ, કારણકે જેમ જેમ અમુક ખરાબ વિચારને કાઢવો છે, એમ વિચારીએ, તેમ તેમ તે ખરાબ વિચારને આપણે પુષ્ટિ આપીએ છીએ, માટે અશુભ વિચારોને દૂર કરવાનો પ્રયત્ન છોડી દઇ, મનને સારા વિચારો અને સારી ભાવનાઓથી ભરવું, આ પુસ્તકમાં ઘણા ઉત્તમ શ્લોકો સારી ભાવનાઓથી ભરેલા છે. તો વાંચક વર્ગે તેવા શ્લોકોને યાદ કરી, વારંવાર તેનું રટન કરવું અને આ રીતે મનને શુભ ભાવનાઓથી ભરવું. આ રીતે મન અશુભમાંથી શુભમાં આવશે. શુભ વિચારમાં લાવ્યા પછી તેને વશ કરવું, એકાગ્ર કરવું, એ કામ ઘણું સહેલું થાય છે, પણ પ્રથમ કામ તો મનને સર્વથી શુભ ભાવનામય બનાવવું અને એવી શુભ ભાવનાઓ હૃદયમાં પુષ્ટ થાય તે માટે આ ગ્રન્થમાં આપેલા ઉત્તમ શ્લોકો કંઠાગ્રકરો, વારંવાર તેનું ચિંતન કરવું. જેમ જેમ શુભ વિચારો અને ભાવનાઓનું બળ વધશે, તેમ તેમ અશુભ વિચારો પોતાની મેળે ચાલ્યા જશે. જોસભેર ચાલતા ચક્ર તરફ કોઇ પણ વસ્તુ ફેંકવામાં આવે તો તે ચક્ર તે વસ્તુને દૂર ફેંકી દે છે, તેવી રીતે શુભ વિચારનું ચક્ર તે તરફ આવતા અશુભ વિચારને ત્વરાથી ફેંકી દેશે. અને સર્વ કાર્યોનો પિતા વિચાર

છે, માટે જેના વિચારો સુધર્યા, તેનાં કાર્યો પણ સુધરવાન એ નિઃસંદેહ છે. વિચારો સુધર્યા તેનાં વચનો પણ ઉત્તમ પ્રકારનાં નિકળવાનાં. આ રીતે વિચારશુદ્ધિથી વચનશુદ્ધિ અને કાર્યશુદ્ધિ પણ થાય છે અને જેના વિચારમાં, વચનમાં અને કાર્યમાં એકરૂપતા છે, તે ખરેખરો મહાન્ પુરૂષ છે. માટે આપણે જો પ્રપંચિક જીવનમાંથી આગળ વધી મહાન્ પુરૂષ થવું હોય તો આ શ્લોકોમાં લખ્યા પ્રમાણેની ભાવનાઓ સમજવી, જગવવી અને તે પ્રમાણે આપણાં કાર્યો પણ થવાંજ જોઇએ, આ રીતે જ્ઞાન પ્રમાણે મનુષ્યનું ચારિત્ર પણ થવા લાગશે.

**પંન્યાસશ્રી અજીતસાગરજી** ગણિએ પોતાના ગુરૂ **આચાર્યશ્રી બુદ્ધિસાગરજીને** પગલે ચાલી, પોતાના જ્ઞાનનો અને શક્તિનો સદુપયોગ કરી, બાળજીવોના હિતાર્થે આ પ્રકરણોનું સ્પષ્ટ અને સમજાય તેવું ભાષાંતર અન્વય સાથે કર્યું છે તે ખાતર તેમને ધન્યવાદ ઘટે છે અને આશા રાખવામાં આવે છે કે ભવિષ્યમાં બીજા જૈન સમાજને ઉપયોગી ગ્રન્થો અને પ્રકરણોનાં ભાષાંતરો બહાર પાડી જૈન પ્રજાને વિશેષ ઋણી બનાવશે.

રતનપોળ—**અમદાવાદ.**
તા. ૧૭–૮–૨૧.

**મણિલાલ ન. દોશી.**



## श्री कस्तूरी प्रकरणादि प्रक णोमी अशुद्धि–शुद्धि.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૧ | ૩ | कृत | कृतं |
| ૭ | ૧૧ | પુષ્પો | પુષ્પો |
| ,, | ૧૨ | વિદ્વાન્ | વિદ્વાનો |
| ૮ | ૧ | कुरुवे | कुरुवे |
| ,, | ૧૭ | જે | જેમ |
| ,, | ૧૮ | સૌભા | સૌભાગ્ય |
| ૧૧ | ૩ | કામદે | કામદેવ |
| ,, | ,, | તાપના | તાપની |
| ૧૨ | ૧૨ | पावन्ने | यावन्नै |
| ,, | ૧૪ | મંત્ર | મંત્રા |
| ૧૩ | ૨ | ૧૨ ग्राम्यँ | ૧૩ ग्राम्यँ |
| ,, | ૧૨ | तद्दह्नि | तद्दाह्नि |
| ૧૫ | ૧૫ | પ્રત્ય | પ્રત્યે |
| ૧૬ | ૬ | તમજ | તેમજ |
| ,, | ૧૦ | नैत्रं | नेत्र |
| ,, | ૧૫ | નિમળ | નિર્મળ |
| ,, | ૧૭ | स्यादु | स्याद्द |
| ૧૭ | ૧૨ | वृतं | व्रतं |
| ૨૧ | ૧૫ | કરી કરી | કરી |
| ૨૪ | ૪ | કા | કાર્ય |
| ,, | ૫ | સૂ | સૂર્ય |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ,, | ,, | તુય | તુલ્ય |
| ૨૭ | ૧૭ | इश्वरो | ईश्वरो |
| ૨૯ | ૯ | કહવા | કરવા |
| ૩૨ | ૪ | भक्तिय | भक्तियं |
| ૩૭ | ૧૪ | સે | સેના |
| ૩૮ | ૧૧ | तस्माद् | तस्माद् |
| ૪૪ | ૧૪ | सुहृदये | सहृदये |
| ૪૭ | ૪ | सौम | सोम |
| ,, | ,, | सौवर: | सोवर: |
| ,, | ૧૧ | माणाभृ | प्राणभृ |
| ૫૦ | ૧ | दिशिक | दिशीक |
| ૫૩ | ૧૨ | निशाकरो | निशाचरो |
| ૬૨ | ૧૩ | અખો | આંખો |
| ૬૩ | ,, | सिधुं | सिन्धुं |
| ૬૪ | ૪ | वत्रं | वक्त्रं |
| ૬૯ | ૧૨ | नभोऽवु | नभोऽम्बु |
| ૭૧ | ૬ | निश्व | विश्व |
| ,, | ૭ | सौख्ये | सौख्यै |
| ૭૩ | ૯ | काम्य ान | काम्यान |
| ,, | ૧૦ | ક્ષેય | ક્ષેપ |
| ૭૪ | ૧૬ | પ્રીત્તિ | પ્રીતિ |
| ૭૯ | ૨ | હોય છે. | હોયછે.–दयाद्वार. |
| ૮૩ | ૭ | भेति | प्रेति |
| ૮૪ | ૧૩ | અકસ્માત્ | અકસ્માત્ |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૮૯ | ૧ | योघं | योधं |
| ૯૦ | ૩ | પરિગ્રહ્યુક્ત | પરિગ્રહયુક્ત |
| ૯૧ | ૨ | द्रुग्धो | दुग्धो |
| ૧૦૭ | ૨ | लुठंति | लुठन्ती |
| ૧૧૨ | ૧૦ | त्यैंध | त्येध |
| ૧૧૩ | ૮ | અથાત્ | અથાત્ |
| ૧૧૯ | ૭ | બીજા | બીજો |
| ૧૨૦ | ૧૯ | नं | न |
| ૧૨૨ | ૬ | विषय | विषव |
| ૧૨૩ | ૨ | ध्यायत्व | ध्यायत्य |
| ,, | ૧૧ | ४<br>सं | ५<br>सं |
| ,, | ૧૩ | १४ १५ १७<br>पयसामिवेंदुमहसां | १५ १६ १४<br>पयसामिवेन्दुमहसां |
| ,, | ,, | १६<br>मसा | १७<br>मसा |
| ૧૩૪ | ૧૭ | वलुम | विलुम |
| ૧૩૫ | ૩ | मियति | मियर्ति |
| ,, | ૧૭ | પ્રસંસા | પ્રશંસા |
| ૧૩૬ | ૯ | હરણિ | હરણુ |
| ૧૩૭ | ૨૧ | દ્રીપદ | દ્વિપદ |
| ૧૪૩ | ૮ | આલન | આલાન |
| ૧૪૪ | ૭ | प्रध्वसं | प्रध्वंसं |
| ૧૫૧ | ૧૫ | અગામિ | આગામિ |
| ૧૫૪ | ૭ | आपति | आपत्ति |
| ૧૫૭ | ૯ | मायत् | मापत् |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| १६० | १ | मुञ्ज्ञा | मुञ्जा |
| १६१ | ५ | कीर्ति | कीर्त्ति |
| १६३ | १२ | બે | નાના |
| ,, | १४ | घटते | घटते |
| १६४ | ७ | द्दावा | दवा |
| १७३ | ९ | यताच्छा | यतश्छा |
| १७५ | १२ | प्रकारो | प्रकरो |
| १७७ | २ | भांग्य | भाग्य |
| १८० | १४ | मानवी | मानवः |
| १९० | २ | બુદ્ધિવાન્ | બુદ્ધિમાન |
| १९८ | ९ | सगो | रागो |
| २०० | १ | काष्टा | काष्ठा |
| २०२ | ३ | तद्वृद्धिं | तद्वद्वृद्धिं |
| २०६ | ३ | નિષ્ઠા | વિષ્ઠા |
| २०८ | १२ | धोमं | धीमं |
| ,, | ,, | शरोये | शरीरे |
| २१२ | १६ | तोव्रा | तीव्रा |
| २१३ | १२ | મદ્યપન | મદ્યપાન |
| २१४ | ५ | वेथ | वेन |
| ,, | १३ | कुष्टा | कुष्ठा |
| २१७ | ५ | विध्य | विध्ये |
| २१९ | ३ | જા:વં | જાણવાં |
| २२९ | १४ | शोलं | शीलं |
| २३६ | ५ | मनोरथा | मनोरथाः |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૨૪૨ | ૨ | तस्याति | तस्याऽस्ति |
| ૨૪૩ | ૯ | जोवा | जीवाः |
| ૨૪૫ | ૧૨ | तुप्यति | तुप्यन्ति |
| ૨૪૬ | ૮ | જા ીને | જાણીને |
| ૨૪૮ | ૧ | मयि | मपि |
| ૨૫૨ | ૮ | મધ, | મધ, વિષ, |
| ૨૬૨ | ૯ | पांगान | पाङ्गं |
| ૨૭૭ | ૧૨ | ઇંદ્રિયોના | ઇંદ્રિયોનો |
| .. | ૧૭ | વપ્રથી | વસ્ત્રથી |
| ૨૭૮ | ૧૮ | પુષ્કુળ | પુષ્કરનામે |
| ૨૭૧ | ૧ | शाचं | शौचं |
| ૨૮૦ | ૧ | क्लिष्टं: अ | क्लिष्ट-म |
| ૨૮૧ | ૧૭ | પ્રાણી | પાણી |
| ૨૮૩ | ૧ | અન્ટ | અન્ય |
| .. | ૧૩ | चोवरैः | चीवरैः |
| ૨૮૬ | ૧ | भूतो | भूत |
| ૨૯૧ | ૧ | गृध्रा | गृद्धा |



## શ્રીચતુર્વિંશતિ જિનસ્તવન સંગ્રહાદિકની અશુદ્ધિનું શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૪ | ૧૫ | कारय | काराय |
| ૧૩ | ,, | सूनं | सूनुं |
| ૧૪ | ૪ | गर्ति | गति |
| ૧૫ | ૧૦ | मन्त्रं | मंत्रं |
| ૧૮ | ૧૮ | मूंमानरीश | मीनराशिम् |
| ૨૨ | ૯ | वक्षंता | वक्षता |
| ૨૩ | ૧૭ | वर्द्धक | वर्द्धकं |
| ૨૪ | ૧૦ | ताङघ्रि | ताङ्घ्रि |
| ૨૭ | ૯ | मत्वं | मत्वं |
| ,, | ૧૪ | प्रमाव | प्रभाव |
| ૩૧ | ૩ | ये | यो |
| ,, | ૫ | त | नं |
| ૩૪ | ૧૮ | युवं | युधं |
| ૩૭ | ૧૧ | हति | हर्ति |
| ,, | ૧૮ | तनातु | तनोतु |
| ૪૦ | ૭ | जिने | जिंने |
| ,, | ૮ | दपि | मपि |
| ,, | ૧૬ | कुसम | कुसुम |
| ૪૨ | ૪ | ग्दीय | द्रीय |
| ૪૩ | ૭ | प्रमाणंः | प्रमाण: |
| ૪૭ | ૬ | दे हि | देहि |
| ૫૬ | ૧ | स्तात्रम् | स्तोत्रम् |

| पृष्ठ. | पंक्ति. | अशुद्धि. | शुद्धि. |
| --- | --- | --- | --- |
| ७२ | १७ | ानत्यं | नित्यं |
| ८३ | १८ | हिति | हित |
| ,, | ,, | क.वलम् | केवलम् |
| ८९ | २ | दर्वो | आदर्वो |
| ९३ | २ | चेतसि | चेतसि |
| ९४ | ८ | न्पुदया | न्युदया |
| ,, | १३ | न्निधिय | न्निर्धिय |
| ९८ | ११ | मुत्पा दय | मुत्पादय |
| ९७ | ४ | समाल्योच्य | समालोच्य |
| १०८ | १२ | श्रेणिरीदृशी | श्रेणिरीदृशी |
| १०६ | ३ | र्दुजनानां | र्दुर्जनानां |
| १०९ | ५ | लाभेने | लाभेन |
| ,, | १६ | भ्रातरं | भ्रातरं |
| ११० | १८ | कूरतां | क्रूरतां |
| ११८ | १२ | पूण्यानि | पुण्यानि |
| ११९ | ६ | निन्दनीतमा | निन्दनीयतमा |
| १२० | २ | नीवितव्यापहः | जीवितव्यापहः |
| ,, | ४ | शल्प्यते | शल्यते |
| ,, | ५ | सद्गुणालंकृत | सद्गुणालंकृता |
| ,, | १३ | गौरव | गौरवं |
| ,, | १७ | जिजीषवः | जिगीषवः |
| १२५ | १७ | व्रजन्ति | व्रजन्ति |
| १२६ | ३ | माममीयो | माननीयो |
| १२८ | १७ | विमवहीनो | विभवहीनो |

# अनुक्रमणिका.







॥ सच्चारित्रचूडामणिशुद्धक्रियायोगिगच्छाऽधिपति-
श्रीमत्सुखसागरगुरुचरणकमलेभ्यो नमः ॥

श्रीहेमविजयगणिकृत

# ॥ श्री कस्तूरीप्रकरणम् ॥

( મૂળાન્વય ભાષાન્તર યુક્ત. )

---

( शार्दूलविक्रीडितवृत्तम्. )

२ १
कस्तूरीप्रकरः कृपाकमलदृग्गल्लस्थले षट्पद-
४ ३ ६ ५
व्रातः सातसरोजसुंदररसे खड्गः स्मरध्वंसने ।
७ ८ ९
कल्याणद्रुमसेचने घनचयो लावण्यवल्ल्यं [illegible]रः,
१२ १३ १५ १४ १० ११
केशानां निचयः पुनातु भुवनं श्रीनाभिसूनोर्लसन् ॥१॥

અર્થ.—દયારૂપી કમળલોચનીના ( સ્ત્રીના ) ગાલ ઉપર કસ્તૂરીના સમૂહ સમાન, સુખરૂપી કમળના સુંદર રસપ્રત્યે

ભ્રમરોના સમૂહ તુલ્ય, કામદેવનો નાશ કરવામાં ખડ્ગ સમાન, કલ્યાણરૂપી વૃક્ષને સિંચવામાં વરસાદના સમૂહ સરખો, તથા લાવણ્યરૂપી વેલડીના અંકુશ તુલ્ય, એવો શ્રીરૂષભદેવ પ્રભુનો ઉલ્લસાયમાન થતો કેશનો સમૂહ જગતને પવિત્ર કરો ? ( પ્રભુએ દીક્ષા લેતી વેળાએ લોચ કરતાં થકાં ઈન્દ્રની પ્રેરણાથી જે કેશો મસ્તકના પાછલા વિભાગમાં બાકી રાખ્યા હતા, તેની અપેક્ષાથી કવિની આ ઉત્પ્રેક્ષા છે. )

१
**वाग्देवीवरवित्तवित्तपतयः कारुण्यपण्यापण,-**
२ ६ ३ ७ ४ ५
**प्रावीण्यप्रसिताः प्रसत्तिपटवस्ते संतु संतो मयि ।**
१० ९ ११ ८ १९ २०
**आमोदः सरसीरुहामिव मरुत्पूरैः प्रथां प्राप्यते,**
१६ १८ १३ १४ १५ १२ १७
**वाचां विश्वसभासु यैर्जडभुवामप्युल्लसद्भिर्गुणः ॥२॥**

**અર્થઃ**—સરસ્વતી દેવીના વરદાનરૂપી ધનથી કુબેર સમાન થએલા, તથા દયારૂપી કરિયાણાની દુકાન ચલાવવાને પ્રવિણ બનેલા, એવા સંતપુરૂષો મ્હારા પ્રત્યે પ્રસન્ન આશયવાળા થાઓ ? કેમકે, જળથી ઉત્પન્ન થતાં કમળોની સુગંધિ જગતમાં જેમ ઉલ્લસાયમાન્ થતા પવનના સમૂહોથી ફેલાવો પામે છે, તેમ તે આનન્દિત સંતપુરૂષોથી મૂર્ખોએ કહેલી વાણીનો પણ ગુણ જગતમાં ફેલાવો પામે છે.

( द्रुतविलम्बितवृत्तम् )

१ ३ २ ५ ४
अमृतमब्धिसुता च दृशोः सतां,
७ ६ १० ८ ९
वसति चेतसि निश्चय एष नः ।
१४ १५ १६ ११
विबुधता पुरुषोत्तमतापि यत्,
१७ १८ १३ १२
स्थितिमुपैति नरे तदुरीकृते ॥ ३ ॥

અર્થઃ-અમારો એવો નિશ્ચય છે કે, સંત પુરૂષોની દ્રષ્ટિમાં અમૃત રહેલું છે; તથા તેમના મનમાં લક્ષ્મી રહેલી છે; કેમકે, તેમની સમીપમાં રહેવાથી માણસમાં પંડિતપણું (દેવપણું) તથા પુરૂષોત્તમપણું (શ્રી કૃષ્ણપણું) સ્થિતિને પામે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

२ ३ १ ४ ६ ५ १९
सौरभ्यादिव [illegible] स्वादप्र[illegible]ादिह,
८ ९ ७ १० ११ १२
स्निग्धत्वादिव गोरसं पिकयुवा सोत्कंठकंठादिव ।
१३ १४ १५ १६ १७ १८
वाजिराजि (?) जवादिवौषधरसो दुर्व्याधिरोधादिव,
२४ २५ २० २२ २३ २१
श्लाघामेति जनो जनेषु नितरां पुण्यप्रभावोदयात् ॥४॥

અર્થઃ--પુષ્પ જેમ સુગંધિમાંથી, ભાત જેમ સ્વાદિષ્ટપણાથી, ગોરસ જેમ સ્નિગ્ધપણાથી, કોયલ જેમ મધુર કંઠથી,

અશ્વની શ્રેણી જેમ વેગથી, તથા ઔષધિરસ જેમ દુષ્ટ રોગના નાશથી પ્રશંસાને પામે છે, તેમ આ જગત્માં માણસ પણ પુણ્યપ્રભાવના ઉદયથી મનુષ્યોમાં પ્રશંસા પામે છે.

४ ५ ३ ७ १ ६ २
**तोयैरेव पयोमुचां भवति यन्नीरंध्रनीरं सरः,**
११ १२ १० १५ ८ ९ १३ १४
**पादैरेव नभोमणेर्भवति यल्लोकः सदालोकवान् ।**
१८ १९ २१ २० १७ १६
**तैलैरेव भवेदभंगुरतरज्योतिर्मणिः सद्मनः,**
२५ २६ २८ २७ २४ २३ २२
**पुण्यैरेव भवेदभंगविभवभ्राजिष्णुरात्मात्र तत् ॥८॥**

અર્થઃ-જેમ વરસાદના પાણીથીજ તળાવ સંપૂર્ણ પાણીવાળું થાયછે, તથા સૂર્યના કીરણોથીજ જેમ આ જગત્ નિરંતર પ્રકાશિત થાય છે, અને તેલથીજ જેમ દીપક ઘરપ્રત્યે અખંડ કાંતિથી દેદીપ્યમાન્ થાય છે, તેમ આ જગત્માં આત્મા પણ પુણ્યોદયથીજ અભંગ વૈભવો યુક્ત શોભાવાળો થાય છે.

( द्रुतविलम्बितवृत्तम्. )

५ २
**न बहुधर्मविनिर्मितिकर्मठे,**
३ १ ४ ६
**मनुजजन्मनि यैः सुकृतं कृतम् ।**
१० ११ ७ १२ १३
**गृहमुपेयुषि तैरधनैः स्थितं,**
९ ८
**त्रिदशशाखिनि वांछितदायिनि ॥ ९ ॥**

અર્થઃ—બહુ ધર્મ કરવા માટે યોગ્ય એવો આ મનુષ્ય જન્મ પામીને પણ જેઓએ સુકૃત કાર્ય નથી કર્યું, તેઓએ વાંછિત અર્થ આપનાર એવું કલ્પવૃક્ષ પોતાને ઘેર પ્રાપ્ત થયા છતાં પણ નિર્ધન રહેવા જેવું કર્યું છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

भोज्ये निर्जरराजभोज्यमधुरे हालाहलोऽक्षेपि तै-,
दुग्धे स्निग्धरसे रसेन निदधे तैरालनालं जलम् ।
क्षिप्तोच्चैः शिशिरे च चंदनरसे तैरात्मगुप्ता जडै-,
यैर्धर्मेऽनवधानता प्रविदधे स्वर्गापवर्गप्रदे ॥ ७ ॥

અર્થઃ—જેઓએ સ્વર્ગ અને મોક્ષ આપનારા એવા ધર્મમાં પ્રમાદ કર્યો છે, તેઓએ નિશ્ચે ઇન્દ્રને જમવા લાયક એવા મધુર ભોજનમાં ઝેર નાંખ્યું છે, અને સ્નિગ્ધ રસવાળા દુધમાં સ્વાદની ઇચ્છાથી કાંજીનું પાણી રેડયું છે. તથા તે મુર્ખાઓએ ઠંડા ચંદન રસમાં ઉંચે પ્રકારે કૌંચનું ફળ નાંખેલું છે, એટલે ચંદન જેવા ઉત્તમ શાન્તિદાયક પદાર્થમાં કૌવચ જેવો અશાન્તિદાતા પદાર્થ મેળવે છે.

सालं स्वर्गसदां छिनत्ति समिधे चूर्णाय चिंतामणिं,
वह्नौ प्रक्षिपति क्षिणोति तरणीमेकस्य शंकोः कृते ।

२४ २३ ८ २२ १
दत्ते देवगवीं स गर्दभवधुग्राहाय गर्हागृहं,
२ ६ ४ ५ ३ ७
यः संसारसुखाय सूत्रितशिवं धर्मं पुमानुज्झति ॥८॥

**અર્થઃ**-નિંદાને પાત્ર એવો જે માણસ આ સંસારનાં સુખો માટે મોક્ષ આપનાર એવા ધર્મનો ત્યાગ કરે છે, તે માણુસ બળતણુ બાળવાનાં લાકડાં માટે કલ્પવૃક્ષને છેદે છે, સ્વલ્પ ચુનાની ખાતર ચિંતામણિ રત્નને અગ્નિમા નાંખે છે; એક ખીલાને અર્થે નાવડીનો નાશ કરે છે, તથા ગધેડી ગ્રહણ કરવા માટે કામધેનુને આપી દેછે.

४ १ २ ३
भूयांसः प्रमदाकटाक्षविशिखैर्विद्धाः स्मरासंगिनः
९ १७ ५ ८ ७ ६
संत्येके च सहस्रशः श्रितधनाः सक्षोभलोभाकुलाः।
११ १२ १० १५ १३ १६ १४
एतद्दाननिदानमत्र सुकृतं मत्वा सृजंति त्रिधा
१८ २१ २० १९ २२ २३ २४ २५ २६
येऽत्यर्थं पुरुषार्थमन्यमनिशं ते केऽप्यनल्पेनराः ॥९॥

**અર્થઃ**-આ જગત્માં યુવાન સ્ત્રીઓનાં કટાક્ષોરૂપી બાણોથી વિંધાએલા, અને કામમાં આસક્ત થએલા ઘણા માણસો છે, તેમજ ક્ષોભયુક્ત લોભમાં આકુળ વ્યાકુળ બનેલા પણ હજારો માણસો છે. પરન્તુ તે બન્નેનું ( કામ અને ધનનું ) કારણભૂત સુકૃત છે, એવું જાણીને જે માણસો

મન, વાણી અને કાયાવડે ધર્મનું સેવન કરે છે એવા તો અતિવિરલાજ હોય છે.

( हरणीप्लुतवृत्तम् )

२ ३ १ ५ ४
मणिरिव रजःपुंजे कुंजे वनेचरगह्वरे,
६ ७ ११ १० ९ १२ ८
पुरमिव तरुच्छायानच्छामराविव निस्तरौ।
१३ १४ १६ १७ १५
जाडम[illegible]मे ग्रामे सभेव वचस्विनां,
२२ २३ १९ १८ २१ २० २४
कथमपि भवे क्लेशावेशे मतिः श[illegible]प्यते ॥१०॥

અર્થઃ-ધૂળના ઢગલામાં જેમ મણિ, વનચર પ્રાણીઓથી અતિભયંકર બનેલા વનકુંજમાં જેમ નગર, વૃક્ષવિનાના મરૂદેશમાં જેમ ઉત્તમ વૃક્ષોની ભરાવાદાર છાયા, તેમજ મૂર્ખાઇરૂપ પુષ્પોને ઉત્પન્ન કરવામાં બગીચા સમાન નાના ગામડા ગામમાં જેમ વિદ્વાન્‌ની સભા દુર્લભ છે, તેમ કલેશના આવેશરૂપ એવા આ સંસારમાં પ્રાણીઓને શુદ્ધ બુદ્ધિ પણ દુર્લભ છે.

( वक्ष्यमाण द्वार-शार्दूलविक्रीडितवृत्तम् )

५ ६ ७ १२ ८ ९ १०
दानाद्यं सुकृतं कषायविजयं पूजां च पित्रोर्गुरो-,
११ १३ १४ १५ १६ १७
र्देवानां विनयं नयं पिशुनतात्यागं सतां संगतिम्।
१८ १९ २०
इच्छुर्कि व्यसनक्षतींद्रियदमाऽहिंसादिधर्मान् गुणान्,

૨૨ ૨૧ ૨૪ ૨૩ ૨૫ ૧ ૩ ૨ ૪
वैराग्यं च विदग्धतां च कुरु वेद्भोक्तुं विमुक्तिं मनः॥११

અર્થઃ-હે પ્રાણી ? જો મોક્ષસુખ ભોગવવાનું ત્હારૂં મન હોયતો દાનાદિક પુણ્યનાં કાર્ય, કષાયનો જય, માતપિતા, ગુરૂ અને દેવની પૂજા, વિનય, ન્યાય, ચુગલીનો ત્યાગ, ઉત્તમ માણસોની સોબત, હૃદયની શુદ્ધતા, દુર્વ્યસનોનો ત્યાગ. ઇન્દ્રિયોને દમવાપણું, દયાદિકધર્મ, ગુણો, વૈરાગ્ય તથા ચતુરાઇને તું ધારણકર ?

दानद्वार.

૧૨ ૧૩ ૧૦ ૧૧ ૯ ૧૯ ૧૪ ૧૮
ख्यातिं पुष्यति कौमुदीमिव शशी सूते च पूतात्मता-,
૧૬ ૧૫ ૧૭ ૨૪ ૨૩ ૨૧ ૨૦ ૨૨
मुद्द्योतं द्युतिमानिवावति सुखं तोयं तडित्वानिव ।
૨૯ ૨૫ ૩૦ ૨૬ ૨૭ ૨૮
चातुर्यं च चिनोति यौवनवयः सौभाग्यशोभामिव,
૩ ૪ ૫ ૨ ૭ ૬ ૮ ૧
क्षेत्रे बीजमिवानघे विनिहितं पात्रे धनं धीधनैः ॥१२॥

અર્થઃ-બુદ્ધિરૂપી ધનવાળા માણસોએ ઉત્તમ ક્ષેત્રમાં વાવેલા બીજની માફક પવિત્ર સુપાત્ર પ્રત્યે દીધેલું દાન, ચન્દ્ર જેમ ચાંદનીને તેમ કીર્તિને પોષે છે, સૂર્ય જેમ ઉદ્યોતને તેમ પવિત્ર આત્મપણાને ઉત્પન્ન કરે છે, વરસાદ જેમ પાણીને તેમ સુખને આપે છે, તથા યૌવનવય જે સૌભાગ્યની શોભાને તેમ ચતુરાઇને એકઠી કરે છે.

૧ ૩ ૩ ૨ ૫ ૭ ૬
ये शीलं परिशीलयंति ललितं ते संति भूयस्तरा,-
૧૧ ૧૨ ૯ ૧૦ ૧૩ ૧૫ ૮ ૧૪
स्तप्यंते ननु ये सुदुस्तरतपस्ते संति चानेकशः ।
૨૧ ૨૩ ૨૨ ૧૬ ૧૮ ૧૭ ૧૯ ૨૦
ते संति प्रचुराश्च भासुरतरं ये भावमाबिभ्रते,
૨૪ ૨૭ ૨૮ ૨૬ ૨૫ ૨૯ ૩૧ ૩૨ ૩૦
ये दानं वितरंति भूरि करिवत्ते केचिदेवावनौ ॥૧૩॥

**અર્થઃ**-જેઓ મનોહર શીયળને પાળે છે, તેવા આ પૃથ્વીમાં ઘણા છે, તથા જેઓ આકરા તપને તપે છે, તેવા પણ અનેક છે, તેમજ જેઓ દેદીપ્યમાન ભાવને ધારણ કરે છે, તેવા પણ ઘણા છે, પરંતુ જેઓ હસ્તિની માફક ઘણું દાન આપે છે, તેવાતો વિરલાજ હોય છે.

૭ ૮ ૯ ૧૦
संजातात्मजसंभवादिव महादेवीप्रसादादिव,
૧૧ ૧૨ ૧૩ ૧૪
प्राप्तैश्वर्यपदादिव स्थिरतरश्रीभोगयोगादिव ।
૧૫ ૧૬ ૨૦ ૧૮ ૧૯ ૧૭
लब्धस्वर्णरसायनादिव सदा संगादिव प्रेयसां,
૨ ૩ ૪ ૫ ૬ ૨૨ ૧ ૨૧
देहीत्यक्षरयोः श्रुतेरपि भवेद्दाताऽवदाताऽऽननः॥૧૪॥

**અર્થઃ**-દાતાર માણસ देहि ( મ્હને આપો ) એવી રીતના બે અક્ષરો સાંભળવાથી પણ જાણે ( પોતાને ઘેર ) પુત્રનો જન્મ થયો હોય નહિ! જાણે ઐશ્વર્યપદ્વી મળી હોય નહિ! જાણે સ્થિર લક્ષ્મીના ભોગનો યોગ મળ્યો હોય

નહિ ! જાણે સુવર્ણ રસાયણ મળ્યું હોય નહિ ! તેમજ જાણે સ્નેહીઓનો સમાગમ થયો હોય નહિ ! તેવી રીતે તે પ્રફુલ્લિત મુખવાળો થાય છે.

૧ ૩ ૨ ૭ ૫ ૪ ૬
**धैर्यं धावतु दूरतः प्रविशतु ध्यानं च धूमध्वजे,**
૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩
**शौर्यं जर्जरतां प्रयातु पटुता दुष्टाटवीं टीकताम् ।**
૧૪ ૧૫ ૧૬ ૧૮ ૧૭ ૧૯ ૨૦ ૧૩
**रूपं कूपमुपैतु मूर्च्छतु मतिर्वंशोऽपि विध्वंसतां,**
૨૨ ૨૩ ૨૪ ૨૭ ૨૮ ૨૯ ૨૬ ૨૫
**त्यागस्तिष्ठतु येन सर्वमचिरात्प्रादुर्भवेदप्यसत् ॥१५॥**

અર્થઃ-ધૈર્યતા ભલે દૂર જાઓ ? ધ્યાન ભલે અગ્નિમાં પડો ? શૌર્યતા ભલે જર્જરિત થાઓ ? ચતુરાઇ ભલે ભયંકર જંગલમાં ચાલી જાઓ ? રૂપ ભલે કુવામાં જાઇ પડો ? મતિ ભલે મૂર્છા પામો ? વંશ ભલે નાશ પામો ? પરન્તુ ફક્ત એક "દાન" કાયમ રહો ? કારણકે જે દાનથી અછતા એવા પણ સમગ્ર પદાર્થો તુર્ત પ્રગટ થાય છે.

૧ ૨ ૪ ૩ ૫
**काव्यं काव्यकलाकलापकुशलान् गीतं च गीतप्रियान्**
૬ ૭ ૯ ૮ ૧૦
**स्मेराक्षी स्मरघस्मरार्तिविधुरान् वार्ता च वार्तारतान् ।**
૧૨ ૧૧ ૧૩ ૧૪ ૧૫ ૧૭ ૧૬
**चातुर्यं च चिरं विचारचतुरांस्तृप्नोति दानं पुनः,**
૧૮ ૧૯ ૨૦ ૨૫ ૨૨ ૨૬ ૨૧ ૨૩ ૨૪
**सर्वेभ्योऽप्यधिकं जगंति युगपत्प्रीणाति यत्त्रीण्यपि॥१६**

**અર્થઃ**–કાવ્યની કળાના સમૂહમાં કુશળ થએલાઓને કાવ્ય ખુશી કરે છે, ગીત જેઓને પ્રિય છે તેઓને ગીત ખુશી કરે છે, કામદેવના તાપના પીડાથી વ્યાકુળ થએલાઓને પ્રફુલ્લિત લોચનવાળી સ્ત્રી ખુશી કરે છે, કથાના રસીઆઓને કથા ખુશી કરે છે, વિચારવંત માણસોને ચતુરાઇ ખુશી કરે છે, પરન્તુ તે સર્વથી દાન અધિક છે, કારણકે તે એક સાથેજ ત્રણે જગત્‌ને પણ ખુશી કરે છે.

**शीळद्वार.**

३ ४ ५ १ २
**शीलादेव भवंति मानवमरुत्संपत्तयः पत्तयः**
९ १० ५ ११ ७ ८
**शीलादेव भुवि भ्रमंति शशभृद्विस्फूर्त्तयः कीर्त्तयः ।**
१४ १५ १७ १६ १२ १३
**शीलादेव पतंति पादपुरतः सच्छक्तयः शक्तयः,**
२० २१ २३ २२ १८ १९
**शीलादेव पुनंति पाणिपुटकं सर्वर्द्धयः सिद्धयः ॥१७॥**

**અર્થઃ** શીયળથીજ મનુષ્ય તથા દેવતાઓની સંપદાઓ તેમજ નોકર ચાકરો વિગેરે મળે છે, તથા શીયળથીજ ચન્દ્ર સમાન સ્ફુરાયમાન્ ઉજ્વળ કીર્તિ પૃથ્વીમાં ફેલાય છે, વળી શીયળથીજ સમગ્ર ઉત્તમ પ્રકારની શક્તિઓ આવીને પગે પડે છે, તેમ શીયળથીજ સઘળી ઋદ્ધિઓ અને સિદ્ધિઓ હસ્તપુટને પવિત્ર કરે છે; અર્થાત્ હસ્તકમળમાં પ્રાપ્ત થાય છે.

५ ६ ८ ७ १० ९
**वाक्सौभर्यं वितनोति यच्छति यशः पुष्णाति पुण्यप्रथां,**

११ १२ १३ १४ १५ १६
**सौंदर्यं सृजति प्रभां प्रथयति श्रेयःश्रियं सिंचति ।**
१८ १७ २१ १९ २० २३ २२
**प्रीणाति प्रभुतां धिनोति च धृतिं सूते सुरौकःस्थितिं,**
२४ २५ ३ ४ १ २
**कैवल्यं करसात्करोति सुभगं शीलं नृणां शीलितम् ॥**

અર્થ:—સારી રીતે પાળેલું શીયળ માણસોના પ્રેમને વિસ્તારે છે, યશને અર્પણ કરે છે, પવિત્ર કીર્તિને પુષ્ટ કરે છે, કલ્યાણની શોભાને સિંચે છે, ઐશ્વર્યપણું સમર્પે છે, ધૈર્યતાને આપે છે, દેવલોકની સ્થિતિ ઉત્પન્ન કરે છે, તથા કેવળજ્ઞાનને તો હાથોહાથ આપે છે.

८ ९ १० १३ ११ १२
**तावद्व्यालबलं च केसरिकुलं तावत्क्षुधा व्याकुलं**
१४ १५ २१ १६ २० १७ १८ १९
**तावद्भोगिभयं जलं च जलधेस्तावद् भृशं भीषणम् ।**
२२ २३ २४ २५ २७ २६
**तावत्त्वामयचौरबंधरणभीस्ताव[illegible]यो,**
४ ६ ७ १ ५ २ ३
**यावन्नेति जगज्जयी हृदि महान् श्रीशीलमंत्राधिपः ॥**

અર્થ:-સમગ્ર જગત્‌ને પણ જીતનારો એવો શીયળરૂપી મહાન્ મંત્રધિરાજ યાવત્ પર્યંત હૃદયકમળમાં આવ્યો નથી, તાવત્‌પર્યંતજ મદોન્મત્ત હસ્તિનો, ક્રોધાતુર કેશરી સિંહનો, ભયંકર સર્પનો, સમુદ્રના પાણીનો, રોગનો, ચોરનો, બંધનનો, રણસંગ્રામનો તથા અગ્નિનો ભય પ્રાણીઓને હોય છે.

११ ६ ८ ७ ९ १०
न्यस्ता तेन कुलप्रशस्तिरमला शीतद्युतेर्मंडले,
१२ १२ १६ १७ १८ १४ १५
भ्राम्यँस्तेन नभस्वतां सहचरश्चक्रे स्वकीर्तेर्भरः ।
२० २५ २२ २१ २४ १९ २३
तेनालेखि निजाभिधानमनघं बिंबे च रोचिष्मतः
४ २ १ ३ ५
कामं कामितकामकामकलशं यः शीलमासेवते ॥२०॥

અર્થ:-ઇચ્છિત અર્થને આપવામાં કામકુંભ સમાન શિયળ જે માણસે સારીરીતે સેવેલું છે, તેણે પોતાના કુળની નિર્મળ પ્રશસ્તિ ચંદ્રમંડળમાં દાખલ કરેલી છે, તથા તેણે પોતાની કીર્તિના સમૂહને વાયુનો સોબતી બનાવી તેના સાથે ફેલાતો કર્યો છે, તેમજ તેણે પોતાનું નિર્મળ નામ સૂર્યના બિંબમાં લખ્યું છે; એમ જાણવું.

११ ८ ९ १२ १० ७ ६
न स्वर्भोज्यमिव त्यजंति वदनात् स्वर्योषितस्तद्यशो,
१९ २० २१ १५ १४ १६ १३ १७ १८
नैवोज्झंति तदंह्रिरेणुममरा मौलेश्च मालामिव ।
२४ २५ २७ २६ २३ २२
सिद्धध्यानमिवोद्वहंति हृदये तन्नाम योगीश्वराः,
३ ४ १ २ ५
शीलालंकृतिमंगसंगतिमतीं ये जंतवः कुर्वते ॥ २१ ॥

અર્થ:-જે પ્રાણીઓ શીયળરૂપી આભૂષણને અંગપર ધારણ કરે છે, તેના યશને દેવાંગનાઓ દિવ્ય ભોજનની માફક પોતાના મુખથી જરામાત્ર પણ દૂર કરતીજ નથી,

તથા તેના ચરણની રજને દેવો મુકુટની માળાની માફક ત્યજતાજ નથી, તેમજ તેના નામને યોગીશ્વરો સિદ્ધના ધ્યાનની માફક હૃદયમાં ધારણ કરે છે.

तपोद्वार.

६ ७ ४ ५ ३ १ २
नो भूयाज्ज्वलनैर्विना रसवतीपाको यथा कर्हिचित्,
१५ ८ १२ १० ११ १४ १३ ९
संजायेत यथा विना मृदुमृदां पिंडं न कुंभः क्वचित्।
१८ १९ २० २१ २२ २३ १६ १७
तंतूनां निचयाद्विना सुवसनं न स्याद्यथा जातुचि,-
३० ३१ २९ २७ २८ २६ २४ २५
न्नोत्पद्येत विनोत्कटेन तपसा नाशस्तथा कर्मणाम् ॥२२॥

અર્થ:-જેમ અગ્નિ સિવાય રસોઈનો પાક કોઈપણ સમયે થતો નથી, તથા જેમ કોમળ માટીના પિંડ વિના કોઈપણ વખતે ઘડો બની શક્તો નથી, અને સૂતરના તાંતણાઓના સમૂહસિવાય જેમ કોઇપણ વેળાએ ઉત્તમ વસ્ત્ર બની શકતું નથી, તેમ આકરા તપ સિવાય કર્મોનો નાશ પણ થઇ શકતો નથી.

( मालिनीवृत्तम् )

१ २
कुशलकमलसूरं शीलसालांबुपूरं,
३ ४
विषयविहगपाशं क्लेशवल्लीहुताशम् ।
५ ६
मदनमुखपिधानं स्वर्गमार्गैकयानं,
१० ७ ८ ९
कुरुत शिवनिदानं मत्तपो निर्निदानम्॥ २३ ॥

અર્થ:–હે પ્રાણીઓ? કુશળરૂપી કમળને પ્રફુલ્લિત કરવામાં સૂર્યસમાન, શીયળરૂપી વૃક્ષને વધારવામાં પાણીના સમૂહ તુલ્ય, વિષયરૂપી પક્ષિને પકડવામાં પાશ સરખું, ક્લેશરૂપી વેલડીને બાળવામાં અગ્નિબરોબર, કામદેવના મુખને આચ્છાદિત કરનારૂં, સ્વર્ગમાર્ગે ગમનકરવામાં વાહન તુલ્ય, તથા મોક્ષના કારણરૂપ એવું તપ, તમે નિયાણારહિત કરો?

( वसंततिलकावृत्तम् )

**मार्गं मनोरममपास्य यथाभिलाष,-**
३ २ ४ ५

**मक्षद्विपेषु विचरत्सु तपः सृणिः स्यात् ।**
१ ६ ७ ८ ९

**तत्तद्दमाय महनीयपदप्रदाय,**
१० १२ ११

**तस्मिन् यतध्वमपहाय रसेषु मूर्च्छाम् ॥२४॥**
१६ १७ १५ १३ १४

અર્થ:–જ્યારે ઇન્દ્રિયોરૂપી હસ્તિઓ સન્માર્ગને ત્યજીને સ્વેચ્છાચારી બની જેમ તેમ ચાલે છે, ત્યારે તેઓને કબજામાં લાવવા માટે તપ, અંકુશરૂપ થાય છે; માટે મોક્ષપદ આપનારા એવા તે ઇન્દ્રિઓના દમન માટે રસોપ્રત્યની મૂર્છાનો ત્યાગ કરીને તે તપને વિષે પ્રયત્ન કરો?

**नार्यो यु[illegible] वार्धिमिवाब्धिपत्न्यो,**
१ २ ३ ५ ६ ४

**विद्या विनीतमिव भानुमिवांशवश्च ।**
७ ८ ९ १२ १३ ११ १०

૧૪ ૧૫ ૧૬ ૧૯ ૨૦ ૧૮ ૧૭
वल्ल्यः क्ष्मारुहमिवेंदुमिवोडवश्च,
૨૧ ૨૪ ૨૨ ૨૩
सल्लब्धयः समुपयांति तपश्चरंतम् ॥ २५ ॥

અર્થઃ-યુવાન પુરૂષપ્રત્યે જેમ સ્ત્રીઓ, સમુદ્રપ્રત્યે જેમ નદીઓ, વિનયવંતપ્રત્યે જેમ વિદ્યા, સૂર્યપ્રત્યે જેમ કીરણો, વૃક્ષપ્રત્યે જેમ વેલડીઓ, તથા ચન્દ્રપ્રત્યે જેમ તારાઓ, તમજ તપના કરનારા માણસને ઉત્તમ પ્રકારની લબ્ધિઓ પ્રાપ્ત થાય છે.

૧ ૩ ૨ ૪ ૫ ૭ ૬
क्षारैरिवांबरमपां प्रकरैरिवांगं,
૮ ૧૦ ૯ ૧૧ ૧૩ ૧૨
शाणैरिवास्त्रमनलैरिव जातरूपम् ।
૧૬ ૧૫ ૧૭ ૧૪ ૨૦ ૨૧ ૧૯ ૧૮
भूमार्जनैरिव च नेत्रमिवांजनैश्च,
૨૪ ૨૫ ૨૩ ૨૨
नैर्मल्यमावहति तीव्रतपोभिरात्मा ॥ २६ ॥

અર્થઃ-ખારથી જેમ વસ્ત્ર, પાણીના સમૂહથી જેમ અંગ, સરાણથી જેમ શસ્ત્ર, અગ્નિથી જેમ સુવર્ણ, માર્જનથી જેમ જમીન, તથા અંજનથી જેમ નેત્ર, તેમ તીવ્રતપથી આત્મા નિમળ થાય છે.

( भावद्वार-शार्दूलविक्रीडितवृत्तम् )

૬ ૧ ૨ ૩ ૪ ૧૦ ૫ ૯ ૮ ૭
दत्ते येन विना घनेऽपि हि धने स्यात्तुस्सहस्तद्व्यय,-
૧૫ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૦ ૧૬
शीर्णे येन विनाभिकामविमले शीले च भोगक्षयः ।

२२ १८ १९ १७ २१ २० २३
तो येन विना च दुस्तरतपःस्तोमे च कार्श्योदयः,
३१ २७ २८ २५ २६ २४ २९ ३०
कार्यस्तत्फलमिच्छुभिः शुभतरे भावेऽत्र भव्यैर्लयः ॥

અર્થઃ-જે સદ્ભાવવિના ઘણા ધનનું દાન દેવાથી પણ તે દુઃખેકરી સહન કરી શકાય એવું નકામું ખરચ થાય છે, તથા તે ભાવસિવાય ઇચ્છિત અને નિર્મળ એવું શીયળ પાળવાથી પણ કેવળ ભોગોનોજ ક્ષય થાય છે, તેમજ ભાવવિના આકરા તપનો સમૂહ કરવાથી પણ કેવળ દુર્બળપણાનોજ ઉદય થાય છે, માટે એવી રીતના અત્યંત શુભ ભાવમાં તે તે કાર્યોના ફળની ઇચ્છાવાળા ભવ્ય લોકોએ આસક્તપણું કરવું.

२ ३ १ ४ ७ ६ ५ ८
श्रीहानिं ददतामुपैति दधतां शीलं च भोगक्षयः,
१२ ११ १० ९ १३ १४ १६ १५
संक्लेशः सृजतां तपश्च पठतां कंठे भवेत् कुंठता।
१९ १८ १७ २० २३ २१ २२
पूज्यानां नमतां च मानमथनं दुःखं वृतं बिभ्रतां,
२६ २५ ३१ ३० ३२ २७ २८ २४ २९
मत्वैवं न कथं करोषि सुकरे भावे मनस्त्वं ! मनः॥१८॥

અર્થઃ-દાન દેવાથી લક્ષ્મીની હાનિ થાય છે, શીયળ પાળવાથી ભોગનો ક્ષય થાય છે, તપ કરવાથી ક્લેશ થાય છે, ભણવાથી કંઠશોષ થાય છે, નમન કરતાં પૂજ્યોના માનની હાની થાય છે, તેમજ વ્રત ધારણ કરવાથી દુઃખ થાય છે.

એવું માનીને પણ હે મનસ્વિન્ ? ( હે બુદ્ધિમાન્ ? ) તું ઉત્તમ ભાવમાં મનને કેમ જોડતો નથી ?

१ २ ३ ५ ६ ४ ७
नीरेणेव सरः सरोरुहमिवामोदेन शीतांशुना,
८ ९ १० १२ ११ १४ १५ १३
*तुंगीवांबुजबंधुनेव दिवसः कुंभीव दानांबुना।
१६ १८ १७ २० १९ २१ २८ २७
पुत्रे..व कुलं कुरंगनयना भर्त्रैव धत्ते श्रियं,
२५ २२ २३ २६ २४
भावेन प्रचुरापि पुण्यपटुता-प्रोल्लासमीता क्रिया ॥२९॥

અર્થઃ-જળથી જેમ સરોવર, સુગંધિથી જેમ કમળ, ચન્દ્રથી જેમ રાત્રિ, સૂર્યથી જેમ દિવસ, મદથી જેમ હસ્તિ, પુત્રથી જેમ કુળ, તથા ભરતારથી જેમ સ્ત્રી શોભાને ધારણ કરે છે તેમ ઘણી એવી પણ ક્રિયાભાવથી પુણ્યની પટુતાના પ્રોલ્લાસને પ્રાપ્ત થઈ છતી લક્ષ્મીને ધારણ કરે છે

१ २ ३ ७ ६ ४ ८ ५
कैश्चिद्दानमदायि शीलममलं चापालि कैश्चित्तपः,-
१० ९ ११ १६ १४ १२ १५ १३
कष्टं कैश्चिद धाय्यकारि विपिने कैश्चिन्निवासोऽनिशम् ।
१७ १८ १९ २१ २२ २० २४ २३
कैश्चिद्ध्यानमधारि कैश्चिदनघश्चापूजि देवव्रजो,
२७ २७ २९ ३१ २५ ३० ३२ ३३
यत्तेषां [illegible] चापरनरैस्तद्भावविस्फुर्जितम् ॥३०॥

---

* "त्रिशीथिनी निशा निदृष, श्यामा तुंगोतमा तमी" इति नामनिधानम.

અર્થઃ-કેટલાકોએ દાન દીધું, કેટલાકોએ નિર્મળ શિયળ પાળ્યું, કેટલાકોએ તપનું કષ્ટ સહન કર્યું, કોઈકે નિરંતર વનમાં વાસ કર્યો, કોઈક જનોએ ધ્યાન ધર્યું, તથા કેટલાકોએ નિર્મળ દેવ સમૂહને પૂજ્યો, પરન્તુ તે સમગ્રનું ફળતો ભાવ યુક્ત બીજાઓને. મળ્યું; માટે તેમાં ભાવનું પ્રાબલ્ય જાણવું.

( वसंततिलकावृत्तम् )

सिद्धांजनं जनितयोगिजनप्रभावं,
भावं वदंति विदुषां निवहा नवीनम् ।
सिद्धो भवेन्मनसि संनिहिते यदस्मिन्,
पश्यन् जगंति मनुजो जगतामदृश्यः ॥ २१ ॥

અર્થઃ-યોગીજનો પ્રત્યે ઉત્પન્ન કરેલા પ્રભાવને પંડિતજનો નવીન પ્રકારનું સિદ્ધાંજન[1] કહે છે, કેમકે તે ભાવરૂપી સિદ્ધાંજનને મનમાં ધારણ કરવાથી મનુષ્ય સિદ્ધ થઇ ત્રણે લોકોને જોતો થકો પોતે તો ત્રણે લોકોથી અદ્રશ્ય થાય છે.

---

[1]સાધારણ અંજન તો આંખમાં ધારણ કરાયછે, પરંતુ ભાવરૂપી અંજન તો હૃદયમાં ધારણ કરવાથી અદ્રસ્ય રહીને જગતને જોવાય છે માટે તે આશ્ચર્યકારક સિદ્ધાંજન છે.

### क्रोधद्वार.

२ १ ३ ४ ६ ५
स्कंधः युद्धमहीरुहस्य कुमतेः सौधो निबंधोऽहसां
८ ७ ९ ११ १०
योधो दुर्नयभूपतेः कृतकृपारोधोऽप्रबोधो हृदाम् ।
१३ १२ १५ १४ १७ १६
व्याधो धर्ममृगे वधो धृतधियां गंधो विपद्वीरुधा,-
१९ १८ २३ २० २२ २१
मंधो दुर्गतिपद्धतौ समुचितः क्रोधो विहातुं सताम् ॥३२॥

અર્થ—યુદ્ધરૂપી વૃક્ષના થડ સમાન, દુર્બુદ્ધિના મહેલ તુલ્ય, પાપોના કારણ સરખો, અન્યાયરૂપી રાજાના યોદ્ધા સમાન, દયાને અટકાવનાર, હૃદયને નહિ પ્રબોધકરનારો, ધર્મરૂપી મૃગલાને મારવામાં પારધિ તુલ્ય, ધૈર્ય અને બુદ્ધિનો નાશ કરનાર, આપદારૂપી વૃક્ષોના ગંધ સમાન, તથા દુર્ગતિમાં પાડવાને અંધ બરોબર એવો ક્રોધ ઉત્તમ માણસોએ ત્યાગ કરવા લાયક છે.

( वसन्ततिलकावृत्तम् )

३ १ २ ५ ४ ६
वायुर्यथा जलमुचां समिधां यथाग्निः,
९ ७ ८ ११ १० १२
सिंहो यथा करटिनां तमसां यथार्कः ।
१५ १३ १४ १७ १६ १८
हस्ती यथावनिरुहां पयसां यथोष्णः,
२३ १९ २१ २२ २०
शक्तस्तथा प्रशमनाय शमो रुषाणाम् ॥३३॥

અર્થઃ—મેઘનો નાશ કરવામાં જેમ વાયુ, કાષ્ટોનો સંહાર કરવામાં જેમ અગ્નિ, હસ્તિઓનો નાશ કરવામાં સિંહ, અંધકારનો પ્રલય કરવામાં જેમ સૂર્ય, વૃક્ષોનો સંહાર કરવામાં જેમ હસ્તિ, તથા પાણીનો નાશ કરવામાં જેમ ગ્રીષ્મરૂતુ બળવાન છે, તેમ ક્રોધનો સંહાર કરવામાં સમતા સમર્થ છે.

( शिखरिणीवृत्तम् )

५ ३ ४ २ ६ १
तपःपूरं पाथोमुचमिव मरुत्संह ति यः,
११ ९ १० ८ १२ ७
कृप.केलिं *मुस्तांकुरमिव वराहः खनति यः ।
१७ १८ १४ १६ १५ १९ १३
सुहृद्भावं नाशं हिममिव पयोजं नयति यः,
२१ २२ २० २६ २३ २४ २५
स कोपः साटोपः प्रविशति सतां चेतसि किमु ॥

અર્થઃ—પવન જેમ વરસાદને તેમ જે ક્રોધ તપના સમૂહને હરે છે, તથા વરાહ ( ભુંડ ) જેમ મોથના અંકુરાને તેમ તે દયાની ક્રીડાને સમૂળ ઉખેડી નાખે છે, તથા હિમ જેમ કમળનો તેમ તે મિત્રાચારીનો નાશ કરે છે, એવો તે આટોપ સહિત કોપ, શું સજ્જનોના ચિત્તમાં પ્રવેશ કરી, કરી શકે છે ? અર્થાત્ તે પ્રવેશ કરી શકતો નથી.

* "कुरुविन्दो मेघनामा, मुस्ता मुस्तकमस्त्रियाम्" इत्यमरः ॥

( शार्दूलविक्रीडितवृत्तम् )

तें धन्या अभिवंदनीयमिह तत्पाद[illegible]यं,
ते पात्रं सकलश्रियां जगति तत्कीर्तिर्[illegible]ति च ।
तन्माहात्म्यमसंनिभं सुरनरा सर्वेऽपि तत्किंकरा,
ये कोपद्विपर्भि[illegible]ां स्वांते शमं बिभ्रति ॥

અર્થઃ-જે માણુસો ક્રોધરૂપી હસ્તિને હણવામાં સિંહના બચ્ચા સમાન સમતાને મનમાં ધારણ કરે છે, તેઓને ધન્ય છે? તથા આ જગત્માં તેઓના બન્ને ચરણકમળો વંદન કરવા લાયક છે; વળી તેઓ સમગ્ર લક્ષ્મીઓના પાત્ર છે, તથા તેમની કીર્તિ આ જગત્માં નૃત્ય કરેછે, તેમજ તેમનું મહાત્મ્ય અતુલ્ય છે, તથા સમથ દેવો અને મનુષ્યો તેમના ચાકરો થઈને રહે છે.

( अनुष्टुप्वृत्तम् )

वनवन्हिर्नवः कोऽपि, कोपरूपः प्ररूपितः ।
आंतरं यस्तपोवित्तं, भस्मसात्कुरुते क्षणात् ॥३६॥

અર્થઃ-ક્રોધરૂપી દાવાનળ તો, કોઈક નવીન પ્રકારનોજ ( આશ્ચર્યકારક ) જણાવેલો છે, કેમકે જે આન્તરીક તપરૂપ ધનને પણ ક્ષણવારમાં બાળીને ભસ્મ કરે છે.

मानद्वार-( शार्दूलविक्रीडितवृत्तम्. )

३
जातैश्वर्यबलश्रु[illegible]पोलाभि[illegible],
४ २ ६ १ ७ ५
गर्वं सर्व[illegible]णैकपर्वतपविं मात्मन् कृथाः सर्वथा ।
१२ १३ १० ११ ८ ९ १४ १५
संगं गच्छति यत्र यत्र यदसौ त[illegible] [illegible]नाशास्पदं,
१७ १६ २० १९ १८
×प्रेत्य प्राणभृतो भवंत्य[illegible]प्रहीणाः क्षणात्॥

અર્થઃ-હે આત્મા ? સમગ્ર ગુણોરૂપી પર્વતને ભેદવામાં વજ્રસમાન એવા જાતિમદ, ઐશ્વર્યમદ, બળમદ, જ્ઞાનમદ, કુળમદ, તપમદ, તેમજ ધન વિગેરેની પ્રાપ્તિના મદને તું સર્વથા પ્રકારે આચરીશ નહિ ? કેમકે, ઉપર જણાવેલી જે જે બાબતોમાં તે મદનો સંગ થાયછે, તે તે બાબતોમાં પ્રાણીઓને અન્યભવમાં અનિષ્ટ પ્રાપ્ત થાય છે. અને એવી રીતે પોતાને ઈષ્ટ જણાતી પ્રાપ્તિઓથી તે ક્ષણવારમાં દૂર ખસી જાય છે, અર્થાત્ રહિત થાય છે.

( वसन्ततिलकावृत्तम् )

१
औचित्यचारु चरितं[illegible]जशीतपादं,
२
सत्कर्मकौशलकुचेलकठोरपादम् ।

---

× "प्रेत्यामुत्रभवांतरे" इत्यमरः ॥

संसेव्यसेवनवनद्रुमसामयोनिं,
मानं विमुंच सुकृतांबुधिकुंभयोनिम् ॥३८॥

અર્થઃ-ઔચિત્યતારૂપ મનોહર આચરણરૂપી સૂર્યવિકાસિ કમળનો સંહાર કરવામાં ચન્દ્ર સમાન, તથા ઉદ્યમ કરણીની કુશળતારૂપી ચન્દ્રવિકાસિ કમળનો નાશ કરવામાં સૂર્ય તુલ્ય, અને આચરવા લાયક કાર્યરૂપી વનવૃક્ષનો પ્રલય કરવામાં હસ્તિ બરોબર, તેમજ પુણ્યરૂપી સમુદ્રને શોષવામાં અગસ્તિરૂષિ સમાન એવા માનને, હે પ્રાણી ? તું ત્યજીદે ?

( अनुष्टुप्वृत्तम )

विपदां सद्म गर्वोय,-मपूर्वः पर्वतः स्मृतः ।
प्राप्नुवंत्युर्द्धमुर्द्धानो, यमारूढा अधोगतिम् ॥३९॥

અર્થઃ-આપત્તિઓનો સ્થાનભૂત એવો આ ગર્વરૂપી પર્વત તો કોઈ વિચિત્ર પ્રકારનો છે, કેમકે ઉંચું મસ્તક રાખીને એટલે અક્કડ રહીને તે પર્વત ઉપર ચઢેલા માણસો ઉલટી એટલે નીચી ગતિને પામે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

दृष्टो येन जनो जहाति विनयप्राणान् प्रसिद्धिप्रदान्,
यद्दष्टेन विवेकनीतिनयने संमील्य संस्थीयते ।

१२ ११ १३ १४ १५ १६ १७
**यद्दष्टस्य च कीलकीलितमिव स्तब्धं वपुर्जायते,**
२० २१ २२ . १८ २३ १९ २५ २४
**दर्पं सर्पमिवातिजिह्मगहनं कस्तं स्पृशेत्कोविदः ॥४०॥**

**અર્થઃ**-જે અભિમાનરૂપી નાગના ડસવાથી માણુસ પોતાને કીર્તિ આપનારા વિનયરૂપી પ્રાણોને ત્યજે છે, તથા જેના કરડવાથી વિવેક અને ન્યાયરૂપી પોતાની આંખો અન્ધ થઈ જાય છે, તેમજ જેના ડંખથી પોતાનું શરીર જાણે ખીલામાં કીલિત થઇ ગયું હોય નહિ તેમ થઈ જાય છે, એવા સર્પ સમાન અતિ ઝેરથી ભયંકર થએલા અહંકારને કયો પંડિત માણુસ સ્પર્શ કરે ? અર્થાત્ કોઈ નહિ.

मायाद्वार-( वसन्ततिलकावृत्तम् )

५ ३ ४ ६ २ १
**दंभं बका इव विधाय दुराशया ये,**
७ ८ ९ १०
**मीनानिवाखिलजनान् प्रतिवंचयंति ।**
१२ १४ १३
**तैः सौहृदादमलकीर्तिलतापयोदा,-**
१६ १५ ११ १७
**दात्मा प्रपंचचतुरोऽचतुरैरवंचि ॥ ४१ ॥**

**અર્થઃ**-જેઓ દુષ્ટ આશયથી કપટ કરીને બગલાઓ જેમ માંછલાંઓને ઠગે છે તેમ સમગ્ર જનોને ઠગે છે, તે મૂર્ખાઓએ નિર્મળ કીર્તિરૂપી લતા પ્રત્યે વરસાદના પાણી સમાન મિત્રાઇથી પ્રપંચમાં ચતુર એવા પોતાના આત્માને ઠગ્યો છે.

३ २ १
**मायामिमां कुटिलशीलविहारविज्ञां,**
७ ५ ४ ६
**मन्यामहे हृदि भुजंगवधूं नवीनाम् ।**
९ ८ १०
**दष्टोऽनया स्मितसरोजसहोदरास्यो,**
१४ १५ १७ ११ १२
**मोहं नयेयदितरान्मधुरंब्रुवाणः ॥ ४२ ॥**

અર્થઃ-કુટિલ શીળના એટલે દુરાચારના વિહારમાં ચતુર એવી માયારૂપી સર્પિણીને અમો હૃદયમાં વિચિત્ર પ્રકારની માનીએ છીએ, કેમકે જેનાથી ડંખાએલો માણસ વિકસ્વર થએલા કમળ સમાન મુખવાળો થયો છતો, તથા મીઠાં મીઠાં વચનો બોલતો છતો ઉલટો બીજાને મોહમાં નાખે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

६ २ ४ ३ ७ १ ५
**विश्रंभं भुजगीव जीविततनुं व्याहंति या देहिनां,**
८ १३ १४ ११ १८ ९ १२
**या सौहार्दमपाकरोति शुचितां स्पर्शोऽशुचीनामिव ।**
१५ २१ १९ २० १८ २२ १७ १६
**या कौटिल्यकलं कलामिव विधोःपुष्णाति पक्षः सित,-**
२४ २७ २८ २६ २३ २५ ३० २९ ३१
**स्तां निर्मोकमिवोरगः क्षतगतिं मायां न को मुंचति ॥**

અર્થઃ-સર્પિણી જેમ જીવિતને, તેમ માયા એટલે કપટ માણસોના વિશ્વાસને હણે છે, તથા અશુચિ પદાર્થોનો સ્પર્શ જેમ પવિત્રતાને તેમ તે મિત્રાઇને દૂર કરે છે,

અને શુકલપક્ષ જેમ ચન્દ્રની કળાને તેમ તે કુટિલતાને એટલે વક્રપણાને પોષે છે; એવી શુભ ગતિને અટકાવનારી માયાને, સર્પ જેમ પોતાની કાંચળીને છોડે છે તેમ કોણ છોડતો નથી ? અર્થાત્ સાધુજનો છોડે છે.

१ २ ३ ६ ५ ४
ये कैतवकलाकलापकुशलास्ते संत्यनेके क्षितौ,
७ ८ ९ १० ११ १२
ये हार्यार्जववर्यवीर्यसदनं ते केचिदेव ध्रुवम् ।
१९ १३ १७ १८ १४ १५ १६
लभ्यंते हि पदे पदे फलभरैर्नम्रा दरिद्रद्रुमाः,
२२ २१ २० २४ २५ २३
संप्रीणन् भुवनानि पे[illegible]ल्पो हि कल्पद्रुमः ॥४४॥

અર્થ.–કપટની કળાના સમૂહમાં કુશળ એવા તો આ પૃથ્વીમાં અનેક લોકો છે, પણ મનોહર એવી આર્જવતાના ઉત્તમ વીર્યના સ્થાનરૂપ તો વિરલાજ હોયછે; કેમકે ફળોના સમૂહોથી નમેલાં તુચ્છ વૃક્ષો તો પગલે પગલે મળે છે, તથાપિ પોતાના ઉત્તમ ફળોથી ત્રણે જગત્‌ને ખુશી કરનાર કલ્પવૃક્ષ તો અલ્પજ હોય છે.

( अनुष्टुप्वृत्तम् )

२ ३ ४ ५ ६ ७ १
उमाया इव मायायाः, संपर्कं मुंच मुंच रे ।
१० ११ १२ ९ ८ १३ १४
इश्वरोऽपि नरो नूनं, यत्संगाद् भीमतां भजेत् ॥

અર્થ:–હે પ્રાણી ? પાર્વતીના સંગની માફક માયાનો સંગ

તું છોડીજ દે ? કેમકે જેના સંગથી (પક્ષે પાર્વતીના સંગથી) ઐશ્વર્યવાનને પણ (પક્ષે મહાદેવને પણ) ભયંકરપણું-ભીમપણું ધારણ કરવું પડયું છે.

लोभद्वार-( शार्दूलविक्रीडितवृत्तम् )

७ १ ६ ८ ४ ३ २ ५
**नाशं यो यशसां करोति रजसां व्रातोऽनिलानामिव,**
१५ ९ १४ १६ १२ ११ १० १३
**त्रासं यो महसां तनोति वयसां पातः शराणामिव ।**
२३ १७ २२ २४ २० १९ १८ २१
**शोभां यो वचसां हिनस्ति पयसां वृष्टिर्घनानामिव,**
२७ २५ २६ २८ २९
**त्यक्त्वाकृत्यकरींद्रकुंभशरभं लोभं शुभंयुर्भव ॥४६॥**

**અર્થઃ**-જે લોભ, પવનનો સમૂહ જેમ રજના સમૂહને, તેમ યશના સમૂહનો સંહાર કરે છે, તથા બાણોનું પડવું જેમ જીંદગાનીને, તેમ જે લોભ પોતાના તેજને ત્રાસ આપે છે, તેમજ મેઘની વૃષ્ટિ જેમ પાણીને ડોળી નાંખે છે, તેમ જે લોભ વચનની શોભાનો નાશ કરે છે, તથા જે કરવા યોગ્ય કાર્યરૂપી હસ્તિના કુંભસ્થળને ભેદવામાં અષ્ટાપદ નામના પશુ સમાન છે એવા લોભને ત્યજીને હે પ્રાણી ? તું કલ્યાણયુક્ત થા ?

९ ८ ७ १३ १० ११ १२
**किं ध्यानैर्मुखपद्ममुद्रणचणैः किं चेंद्रियाणां जयैः,-**
१५ १८ १४ १९ २० १६ १७
**रुद्धैरुच्चैस्तपसां पुनः प्रतपनैः किं मेदसां शोषणैः ।**

૨૪ ૨૨ ૨૧ ૨૩ ૨૭ ૨૫ ૨૬
किं वाचां जनितश्रमैः परिचयैः किं क्लेशयुक्तैर्व्रतै,-
२ ४ २ ६ ५ ३
श्चेल्लोभोऽखिलदोषपोषणपटुर्जागर्ति चित्तेर्त्तिभृः ॥

**અર્થ**:-હે પ્રાણી ? સમગ્ર દોષોને પોષણ કરવામાં સમર્થ તથા દુઃખના સ્થાનરૂપ એવો લોભ જો ચિત્તમાં જાગતો રહ્યો છે, તો પછી મુખરૂપી કમળને મુદ્રિત કરવામાં સમર્થ એવા ધ્યાનથી શું થવાનું છે ? તેમજ ઇન્દ્રિઓને જીતવાથી પણ શું થવાનું છે ? અથવા ઇચ્છાને શોધનાર તથા ચરબીને એટલે શરીરના પુષ્ટપણાને શોષનાર એવાં તપો તપવાથી પણ શું થવાનું છે ? તથા શ્રમયુક્ત એવાં વચનોના પરિશ્રમથી પણ શું ? અને ક્લેશયુક્ત એવા વ્રતોના પરિચયો વડે પણ શું થવાનું છે ? અર્થાત્ કંઈ પણ નહિ.

६ ७ ८ ९ १०
स स्थैर्यैकनिकेतनं स सुभटश्रेणीषु चूडामणिः,
११ १२ १३ १४
स प्रागल्भ्यपरानुभावसुभगः स ध्यानधुर्धुवहः ।
१५ १६ १८ १८ १९ २१ २० २२ २३ २५ २४
स श्रेष्ठः स च पुण्यवान् स च शुचिः स श्लाघनीयः सतां,
१ २ ३ ४ ५
येनागण्यगुणालि वल्लिकलभो लोभो भृशं स्तंभितः ॥

**અર્થ**:-અગણિત ગુણોની શ્રેણિરૂપ વેલડીનો નાશ કરવામાં હસ્તિસમાન લોભને જે માણસે વિશેષે કરીને અટકાવ્યો છે, તે માણસ સ્થિરતાના એક સ્થાનરૂપ છે, તે માણસ

સુભટોની પંક્તિઓમાં આગેવાન છે, ધ્યાનની ધુંસરીને ધારણ કરવામાં સમર્થ છે, પુણ્યવાન અને પવિત્ર છે, તથા તે માણુસ ઉત્તમ માણુસોને પ્રશંસા કરવા લાયક છે.

( वसन्ततिलकावृत्तम् )

३ २२ २ ५ ४
मैत्रीं विमुंचति सुहृद्विनयं विनेयः,
८ ६ ७ ११ ९ १०
सेवां च सेवकजनः प्रणयं च पुत्रः ।
१३ १२ १६ १५१४ १८ १७
नीतिं नृपो व्रतमृषिश्च तपस्तपस्वी,
१ १९ २० २१
लोभाभिभूतहृदयः कुलजोऽपि लज्जाम् ॥४९॥

અર્થ:-લોભથી પરાભવ પામેલું છે હૃદય જેનું એવો મિત્ર મિત્રાચારીનો ત્યાગ કરેછે, શિષ્ય વિનયને ત્યજી દેછે, ચાકર ચાકરીને છોડી દે છે, પુત્ર નમ્રતાને પરિહરે છે, રાજા નીતિને ત્યજે છે, મુનિ વ્રતને ત્યજે છે, તથા કુલીન માણુસ પણ લજ્જાને ત્યજે છે.

( स्रग्धरावृत्तम् )

१ ३ २
लोभांभोजालिशीतद्युतिरहिममरीचिः पुण्यपाथोजपुंजे,
४ ५
शुद्धध्यानैकसौधः प्रगुणगुणमणिश्रेणिमाणिक्यखानिः ।
६ ७
श्रेयोवल्ल्यालवालः कलिमलकमल रामसंहारहस्ती,
८ १३ १२ ११ ९ १०
तृष्णाकृष्णाहिमंत्रो विशतु हृदि सतामेष संतोषपोषः ॥

**અર્થઃ**—લોભરૂપી સૂર્યવિકાસી કમળોની શ્રેણિનો સંહાર કરવામાં ચન્દ્ર સમાન, પુણ્યરૂપી કમળના સમૂહને વિકસ્વર કરવામાં સૂર્ય બરોબર, શુદ્ધ ધ્યાનના એક મંદિર તુલ્ય, ઉત્તમ ગુણગણરૂપી મણિઓની શ્રેણિઓને ઉત્પન્ન કરવામાં માણિકની ખાણ બરોબર, ક્લેશ અને મલિનતારૂપી કમળના બગીચાનો નાશ કરવામાં હસ્તિસમાન, તથા તૃષ્ણારૂપી કાળા નાગને વશ કરવામાં મંત્રતુલ્ય, એવો આ સંતોષનો પોષ એટલે પુષ્ટિ સજ્જનોના હૃદયમાં દાખલ થાઓ ?

( पितृद्वार–शार्दूलविक्रीडितवृत्तम् )

**तेनावादि यशःप्रसिद्धिपटहः प्राकारि यात्रोत्सव,-**
**स्तीर्थानां च सताममोदि हृदयं प्राणोदि पापप्रथा ।**
**श्रेयःश्रेणिर[illegible] पे वंशसदने चारोपि धर्मध्वजो,**
**येनापूजि पदद्वयी हितवती पित्रोः पवित्रात्मनोः ॥૬૧॥**

**અર્થઃ**—જે માણસે પવિત્ર એવા પિતા માતાના હિતકારી બન્ને ચરણોને પૂજ્યા છે, તેણે આ જગત્‌માં પોતાના યશનો જાહેર પડંહા વગાડાવ્યો છે, તીર્થોની યાત્રાનો ઓચ્છવ કરેલો છે, સજ્જનોના હૃદયને આનંદિત કર્યું છે, પાપોનો વિસ્તાર દૂર કર્યો છે, કલ્યાણની પરંપરા મેળવી છે, તથા તેણે પોતાના કુળરૂપી પ્રાસાદ ઉપર ધર્મધ્વજ આરોપણ કર્યો છે, એમ જાણવું.

१० ६ ७ ९ ८ १२ ११
लक्ष्मीस्तत्र पयोनिधाविव सरिच्छ्रेणिः समेति स्वयं,
१७ १३ १८ १४ १५ १६
भोगास्तत्र वसंति शाखिशिखरावासे विहंगा इव ।
२५ २६ २७ १९ २० २३ २४ २२
पूजास्फातिमुपैति तत्र सलिले वीथीव पाथोरुहां,
४ १ २ ३ ५
भक्तिः क्रियते यत्र पवित्रपुण्यपरयोः पित्रोरनुष्ठीयते ॥ ८२ ॥

અર્થઃ-પવિત્ર પુણ્યમાં તત્પર એવા માતાપિતાની જ્યાં ભક્તિ કરાય છે ત્યાં, સમુદ્રમાં જેમ નદીઓની શ્રેણિ તેમ લક્ષ્મી પોતાની મેળેજ આવે છે, વળી વૃક્ષની ટોચના આવાસમાં જેમ પક્ષિઓ તેમ ત્યાં ભોગો આવી વસે છે; તથા પાણીમાં જેમ કમળોની શ્રેણિ તેમ ત્યાં માન વિસ્તારને પામે છે.

१२ १० ११ ९ १५ १३ १४
न स्नानैरपि तीर्थपूतपयसां शुद्धैश्च सिद्धात्मनो,
१८ १६ १७ २१ २० १९ २५ २४ २२ २४
नो जापैरपि नापि चारुचरितैर्नापि श्रुतानां श्रमैः ।
२९ २७ २८ २६ ८ ३३ ३२ ३० ३१
न त्यागैरपि संपदां भवति सा नापि व्रतानां व्रजै,-
४ २ ३ १ ५ ६ ७
र्या पित्रोः पदपूजनैः सुभगयोः शुद्धिर्भृशं जृंभते॥८३॥

અર્થઃ-મનોહર માતપિતાના ચરણોની પૂજાથી પ્રાણીઓને જે અત્યંત શુદ્ધિ થાય છે, તેવી શુદ્ધિ તીર્થોના પવિત્ર જળના સ્નાનથી પણ થતી નથી, સિદ્ધપ્રભુના શુદ્ધ જાપોથી

પણ થતી નથી, મનોહર આચરણોથી પણ થતી નથી, સિદ્ધાંતો સાંભળ્યાના શ્રમોથીપણ થતી નથી, લક્ષ્મીના દાનથીપણ થતી નથી, તથા વ્રતોના સમૂહોથી પણ થતી નથી.

विद्मः स्वर्गतरंगिणी प्रकटिता, तज्जांगले मंडले,
दुःस्थस्य प्रविवेश वेश्मनि मनः-कामप्रदा स्वर्गवी ।
प्रादुर्भावमुपेयिवान्मरुभुवि, क्षोणीरुहः स्वर्गिणां,
यत्पित्रोःप्रविधीयते प्रतिदिनं, भक्तिःशुभास्मिन् युगे॥

અર્થ:-આ કળિકાળમાં પણ નિરંતર માતપિતાની શુભ ભક્તિ જે કરવામાં આવે છે, તેથી અમે એમ જાણીએ છીએ કે, જંગલના પ્રદેશમાં દેવગંગા પ્રગટ થઈ છે, તથા મનના ઈચ્છિત અર્થને આપનારી કામધેનુએ દરિદ્રિના ઘરમાં પ્રવેશ કર્યો છે, તેમજ મારવાડની ભૂમિમાં કલ્પવૃક્ષોની ઉત્પત્તિ થઈ છે.

( स्वागतावृत्तम् )

यत्प्रसादवशतः करिलीलां,
पूतरप्रतिमितोऽप्युपयाति ।
पादयोः प्रविद[illegible] न पित्रोः,
किं तयोः समनयः स[illegible]पास्तम् ॥ ५८ ॥

અર્થઃ—જે માતપિતાની કૃપાથી જન્મ સમયે પાણીમાંના નાના પોરા સમાન પુત્ર પણ યૌવનસમયમાં હસ્તિ સમાન લીલાને પ્રાપ્ત કરે છે, તેવા માતપિતાના ચરણોની સેવાને તે પુત્ર શા માટે અંગીકાર ન કરે ? અર્થાત્ કરેજ.

( गुरुद्वार-वसन्ततिलकावृत्तम् )

१८ ११ १२ १६ १०
**किं पाथसां मथनवत् कुरुषे सुखेच्छु-**
६ १६ १७ १३ १५ १४
**र्बंधो मुधैव विविधं निकरं क्रियाणाम् ।**
३ ४
**वस्तुप्रकाशनपटुः प्रकटप्रभावो,**
१ २ ७ ५ ९ ८
**दीप्रप्रदीप इव चेद् गुरुराद्दतो न ॥ ५६ ॥**

અર્થઃ—દેદીપ્યમાન દીપકની માફક વસ્તુઓને પ્રકાશ કરવામાં સમર્થ, તેમજ પ્રગટ પ્રભાવવાળા, એવા ગુરૂને હે બન્ધુ ? જો તેં સ્વીકાર્યા નથી, તો સુખની ઇચ્છાથી જળના વલોણાની માફક ફોગટ નાના પ્રકારની ક્રિયાઓનો સમૂહ તું શા માટે કરે છે ?

( शार्दूलविक्रीडितवृत्तम् )

४ ३ ५ १ २ ९ ८ ७ ६
**न ध्वंसं विदधाति यस्तनुमतां, ब्रूते न भाषां मृषां,**
११ १० १२ १६ १७ १५ १३ १४
**न स्तेयं वितनोति न प्रकुरुते, भोगाँश्च वक्रभ्रुवाम् ।**

२२ २१ २३ १८ २० १९
**न स्वर्णादिपरिग्रहग्रहिलतां, धत्ते च चित्ते क्वचित्,**
२८ २६ २५ २४ २७
**संसेव्यो गुरुरेष दोषविमुखः, संसारपारेच्छुभिः ॥८७॥**

અર્થ:—જે ગુરૂ જીવોની હિંસા કરતા નથી, મૃષાવાદ બોલતા નથી, ચોરી કરતા નથી, સ્ત્રીઓના ભોગો ભોગવતા નથી, તેમજ મનમાં કોઇપણ વખતે સુવર્ણાદિકના પરિગ્રહની લોલુપતાને ધારણ કરતા નથી, એવા નિર્દોષ ગુરૂને સંસાર તરવાની ઈચ્છાવાળા માણસોએ સેવવા જોઈએ.

१ २ ५ ३ ४
**ये व्यापारपरायणाः प्रणयिनी-प्रेमप्रवीणाश्च ये,**
५ ६ ९ ७ ८
**ये धान्यादिपरिग्रहग्रहगृहं, सर्वाभिलाषाश्च ये ।**
१० ११ १२ १३ १४
**ये मिथ्यावचनप्रपंचचतुरा-येऽहर्निशं भोजिन-**
१५ २१ २० १७ १६ १८ १९
**स्ते सेव्या न भवोदधौ कुगुरवः, सच्छिद्रपोता इव॥**

અર્થ:—જેઓ વ્યાપારમાં તત્પર રહેલા છે, સ્ત્રીઓના પ્રેમમાં પ્રવીણ થયા છે, ધાન્યાદિકના પરિગ્રહના સ્થાન તુલ્ય છે, સમગ્ર વસ્તુઓના લાલચુ છે, મિથ્યાવાદના પ્રપંચમાં ચતુર છે, તેમજ જેઓ રાત્રિદિવસ ભોજનમાં આસક્ત છે, એવા કુગુરૂઓને આ ભવરૂપી સમુદ્રમાં ડુબાડવાને છિદ્રવાળા વહાણ સમાન જાણીને સેવવાજ નહિ.

**ये विश्वासपदं च ये प्रतिभुवो-निर्वाणशर्मार्पणे,**
**ये चाधोगतिदुर्गमार्गगमन-द्वारप्रवेशार्गलाः ।**
**धर्माधर्महिताहितप्रकटन-प्राप्तप्रमोदाश्च ये,**
**ते सेव्या भववारिधौ सुगुरवो-निश्छिद्रपोता इव ॥**

**અર્થ**:-જેઓ વિશ્વાસના સ્થાનરૂપ છે, અને જેઓ મોક્ષ સુખ આપવામાં સાક્ષિભૂત છે, અને જેઓ નીચ ગતિના દુ:ખે કરીને ગમન થઇ શકે તેવા માર્ગમાં ગમન કરવાના દ્વાર પ્રત્યે પ્રવેશ કરવામાં આડી ભુંગળ સમાન છે, તેમજ જેઓ ધર્મ, અધર્મ, હિત, અહિત વિગેરે પ્રગટ કરવાથી આનંદ મેળવનારા છે, એવા ઉત્તમ ગુરૂઓને ભવરૂપી સમુદ્રમાં છિદ્ર રહિત અખંડ વહાણુ તુલ્ય જાણીને સેવવા.

( वसंततिलकावृत्तम )

**चेद्दानशीलतपसां फलमाप्तुमीहा,**
**स्वर्गापवर्गपुरयोः पथि चेद्यियासा ।**
**वांछा च चेत्सुकृतदुःकृतयोर्विवेके,**
**सेव्यः समाधिनिधिरेष गुरुस्तदार्यैः ॥ ६० ॥**

અર્થઃ-જો દાન, શીળ અને તપના ફળને મેળવવાની ઇચ્છા હોય, અને સ્વર્ગ તથા મોક્ષ નગરના માર્ગમાં જવાની જો મરજી હોય, તેમજ પુણ્યપાપનો વિવેક એટલે તફાવત જાણવાની જો આકાંક્ષા હોય, તો સમાધિના ભંડારરૂપ તે સુગુરૂને ઉત્તમ માણસોએ સેવવા જોઈએ.

દેવદ્વાર-( शार्दूलविक्रीडितवृत्तम्. )

૭ ૮ ૬ ૯ ૧૦ ૫ ૧૧
**ज्योतिर्जालमिवाब्जिनीप्रियतमं, प्रीतिर्न तं मुंचति,**
૧૬ ૧૮ ૧૨ ૧૭ ૧૪ ૧૩ ૧૫
**श्रेयःश्रीर्भवतीह तत्सहचरी, ज्योत्स्ना सुधांशोरिव।**
૨૩ ૨૪ ૨૫ ૨૦ ૧૯ ૨૧ ૨૨ ૩૦ ૩૧
**सौभाग्यं तमुपैति नाथमवनेः, सेनेव तं कांक्षति,**
૨૯ ૨૬ ૨૮ ૨૭ ૧ ૩ ૪ ૨
**स्वर्ब्रह्माब्धिसुता वशेव तरुणं, योऽर्चां विधत्तेऽर्हताम्॥**

અર્થઃ-જે માણસ શ્રી અરિહંતપ્રભુની પૂજા કરે છે, તેને સૂર્યને જેમ જ્યોતિનો સમૂહ તેમ પ્રીતિ છોડતી નથી, તથા ચાંદની જેમ ચંદ્રની, તેમ કલ્યાણની લક્ષ્મી તેની સહચરી થાય છે, તેમજ રાજા પ્રત્યે જેમ સેના, તેમ સૌભાગ્ય તેની સમીપમાં આવે છે, તથા યુવાન પુરૂષને જેમ સ્ત્રી, તેમ સ્વર્ગ અને મોક્ષની લક્ષ્મી તેને ઇચ્છે છે.

૪ ૬ ૫ ૮ ૭ ૯ ૧૦ ૧૧ ૧૨
**स श्लाघ्यः कृतिनां ततिः सुकृतिनां, तं स्तौति तेनात्मनो-**
૧૩ ૧૪ ૧૬ ૧૫ ૧૮ ૧૭ ૧૯
**वंशोऽशोभि नमंति योजिनकरा-स्तस्मै व्रजा भूभुजाम्।**

૨૧ ૨૯ ૨૩ ૨૨ ૨૫ ૨૦ ૨૯ ૨૬
**तस्मान्नमथितः परोऽस्ति भुवने जागर्त्ति चित्तार्त्तिहृत्,**
૨૮ ૨૭ ૩૨ ૩૦ ૩૧ ૨ ૧ ૩
**कीर्तिस्तस्य वसंति भोगनिवहास्तस्मिञ्जिनं योऽर्चति ॥**

**અર્થ:**—જે માંણુસ જિનેશ્વરપ્રભુને પૂજે છે, તે કૃતાર્થ પુરૂષોમાં પણ વખાણુવા લાયક છે, તેમજ પુણ્યવંતોની શ્રેણિ તેની સ્તુતિ કરે છે, વળી તેણે પોતાનું કુળ શોભાવ્યું છે, તેમજ તેની પાસે રાજાઓ પણ હાથ જોડીને નમે છે, વળી તેના સમાન આ પૃથ્વીમાં કોઈ પણ બીજો માણુસ પ્રખ્યાત થએલો નથી, તેમજ ચિત્તની પીડાને હરનારી એવી તેની કીર્તિ જાગૃત થાય છે, તથા તેનામાં સર્વ ભોગો આવીને વસે છે.

૬ ૧૨ ૧૩ ૧૧ ૧૦ ૭ ૯ ૮
**तस्माद्दूरमुपैति दुःखमखिलं, सिंहादिवेभव्रजो-**
૧૫ ૧૪ ૧૮ ૧૭ ૧૬ ૧૮
**विघ्नौघश्च बिभेति सर्पनिकरः, कंसारियानादिव ।**
૨૩ ૨૨ ૨૫ ૨૪ ૨૬ ૨૦ ૨૧
**बिंबात्पंकजिनीपतेरिव निशा, नश्यत्यनर्हा गतिः,**
૫ ૩ ૪ ૧ ૨
**पूज्यंते जिनमूर्त्तयः प्रतिदिनं, यद्धाम्नि सस्फुर्तयः॥६३॥**

**અર્થ:**—જે મનુષ્યના ઘરમાં જિનેશ્વરની સ્ફુરાયમાન મૂર્તિઓ નિરંતર પૂજાય છે, તે માણુસ પાસેથી, સિંહથી જેમ હસ્તિઓનો સમૂહ, તેમ સમગ્ર દુઃખ દૂર જાય છે, તેમજ ગરૂડથી જેમ સર્પોનો સમૂહ, તેમ તેનાથી વિઘ્નોનો સમૂહ

કરતો રહે છે, તથા સૂર્યથી જેમ રાત્રિ, તેમ તેનાથી દુરાચરણ તો નાસતું જ ફરે છે.

( शिखरिणीवृत्तम् )

૪ ૫ ૩ ૬
पवेर्धाराकारा, व्यसनशिखरिण्युत्सववने,
૭ ૯ ૮
वसंतः संकेत-स्त्रिदिवशिवसंपत्तियुवतेः ॥
૧૦ ૧૧ ૧૩ ૧૨ ૧૪
भवांभोधौ पोतः, सुकृतकमलानां च सरसी,
૧ ૨ ૧૬ ૧૫ ૧૭
जिनेंद्राणामर्चा, प्रथितविभवानां च सदनम् ॥६४॥

અર્થઃ-જિનેંદ્ર પ્રભુઓની પૂજા, સાતે વ્યસનોરૂપી પર્વતને ભેદવામાં વજ્રની ધારા સમાન છે, ઉત્સવરૂપી વનને વિકસ્વર કરવામાં વસંત ઋતુ સરખી છે, દેવલોક અને મોક્ષની સંપદારૂપ યુવાન સ્ત્રીને બોલાવવામાં સંકેત તુલ્ય છે, ભવરૂપી સમુદ્રને તરવામાં નાવ સમાન છે, પુણ્યરૂપી કમળોને ઉત્પન્ન કરવામાં સરોવર બરોબર છે, તેમજ વિસ્તાર પામેલા વૈભવોના સ્થાન સમાન છે.

( स्रग्धरावृत्तम् )

૫ ૩ ૪ ૬ ૬ ૭ ૮
न भ्रूः साटोपकोपा, न च करयुगलं, चापचक्रादिचिन्हं,
૧૨ ૧૦ ૧૩ ૧૧ ૧૭ ૧૪ ૧૫ ૧૬
कांताकांतश्च नांको, न च मुखकमलं, सप्रकोपप्रसादम् ।

१९ २० १८ २४ २१ २२ २३
यानासीना न मूर्तिर्न च नयनयुगं, कमकामाभिरामं,
२६ २७ २५ १ २ २९ २८ ३०
हास्योत्फुल्लौ न गल्लौ, सभयभवभिदो-यस्य देवः स सेव्यः॥

**અર્થ:**—ભય યુક્ત ભવને ભેદનારા એવા જે દેવની ભ્રકુટી આટોપ સહિત કોપવાળી નથી, જેના બન્ને હસ્તો ચાપચક્રાદિકથી ચિહ્નિત થએલા નથી, જેનો ખોળો સ્ત્રીથી શોભિતો થયો નથી, જેનું મુખકમળ કોપ કે પ્રસાદવાળું નથી, જેની મૂર્તિ કોઇ પણ પ્રકારના વાહન ઉપર બેઠેલી નથી, જેની બન્ને આંખો કામની ઇચ્છાથી મનોહર થએલી નથી, તથા જેના ગાલો હાસ્યથી પ્રફુલ્લિત થયા નથી, તે દેવજ સેવવા યોગ્ય છે.

### विनयद्वार.

२५ २६ २ १ ३ ५ ४ ६
केनाऽकारि प्रशस्या, शशिनिधवलिमा, बर्हिणां च प्रबर्हे,
७ ९ ८ १० ११
बर्हे चित्रं विचित्रं, जलरुहपटले, सारसौरभ्यसंपत् ।
१२ १३ १४ १५ १६ १७
दुग्धे स्नैग्ध्यं सिताया-मसममधुरिमा, पद्मपाणौ प्रतापः,
२१ २० १९ १८ २४ २३ २२
नैर्मल्यं सानुकूल्यं, पयसि च विनयः, पुंसि सद्वंशजाते॥

**અર્થ:**—ચંદ્રમાં પ્રશંસનીક શ્વેતતા કોણે કરી છે? તથા મયૂરનાં મનોહર પીંછામાં વિચિત્ર ચિત્ર કોણે બનાવ્યું છે? તેમજ કમળોના સમૂહમાં મનમોહક સુગંધિની સંપદા કોણે

મૂકી છે? દૂધમાં ચિકાશ કોણે કરી છે? સાકરમાં અત્યંત મીઠાશ કોણે બનાવી છે? સૂર્યમાં પ્રતાપ કોણે બનાવ્યો છે? તથા પાણીમાં અનુકૂળ નિર્મળતા કોણે કરી છે? તેમજ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થએલા પુરૂષમાં વિનય કોણે મૂક્યો છે? અર્થાત્ ઉપરોક્ત સર્વે સ્વાભાવિકજ થાય છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

२ ३ ५ ४ ७ ६
धिष्ण्यानां गगनो पयोनिधिरपा-मंभोजबंधुस्त्विषां,
८ ९ १० ११ १३ १२
देवानां त्रिदिवं नृणां वसुमती, विंध्याचलः कुंभिनाम्।
१५ १४ १७ १६ १
आरामः पृथिवीरुहां कुमुदिनी-प्रेयान् कलानां यथा,
२० १९ १८ २३ २४ २२ २१
कासारः सरसीरुहां च विनयः, स्थानं गुणानां तथा॥

અર્થઃ-જેમ તારાઓનું સ્થાન આકાશ છે, પાણીનું સ્થાન સમુદ્ર છે, કાંતિઓનું સ્થાન સૂર્ય છે, દેવોનું સ્થાન સ્વર્ગ છે, મનુષ્યોનું સ્થાન પૃથ્વી છે, હસ્તિઓનું સ્થાન વિંધ્યાચળ છે, વૃક્ષોનું સ્થાન બગીચો છે, કળાઓનું સ્થાન ચન્દ્ર છે, તથા કમળોનું સ્થાન જેમ સરોવર છે, તેમજ સમગ્ર ગુણોનું સ્થાન વિનય છે.

९ ७ ८ ११ १३ १० १२
न स्वर्णाभरणैर्विभूषितवपुः, स्रग्भिर्न च भ्राजितो-
१५ १४ १७ १६
नो मुक्ताफलहारहारिहृदयो-नो दिव्यवासोवृतः॥

**नो रूपोपचितो न सिंधुरवर-स्कंधाधिरूढश्च तत्,**
**सौभाग्यं समुपैति यद्विनयिता, भूषाभिरामः पुमान् ॥**

**અર્થ**:-વિનયરૂપી ભૂષણથી મનોહર થએલો માણસ જે સૌભાગ્યને પામે છે, તે સૌભાગ્યને સુવર્ણના આભૂષણોથી શોભિતા શરીરવાળો, પુષ્પોની માળાઓથી ભૂષિત થએલો, મોતીની હારોથી મનોહર હૃદયવાળો, તથા દિવ્ય વસ્ત્રોવાળો પણ તે સૌભાગ્યને પામી શકતો નથી, તેમજ રૂપવંત માણસ પણ તે સૌભાગ્યને મેળવી શકતો નથી, તથા હસ્તિના સ્કંધપર આરૂઢ થએલો માણસ પણ તે સૌભાગ્યને પ્રાપ્ત કરી શકતો નથી.

( वसन्ततिलकावृत्तम् )

**अन्यैर्गुणैरलमलंकरणैर्नराणां,**
**यद्यस्ति चेद्विनयमंडनमेकमंगे ।**
**आयांति नायकमिव ध्वजिनीजना यत्,**
**सर्वे गुणाः स्वयमिदं हृदये वहन्तम् ॥ ६१ ॥**

**અર્થ**:-ફક્ત એક વિનયરૂપ આભૂષણજ જો અંગપર ધારણ કર્યું હોય, તો પછી બીજા ગુણોરૂપી આભૂષણની મનુષ્યોને કંઇ જરૂર નથી. કેમકે હૃદયમાં તે વિનયને ધારણ

કરનાર માણુસની પાસે, સેનાપતિ પ્રત્યે જેમ સેનાના માણુસો, તેમ સમગ્ર ગુણો પોતાની મેળેજ આવી પહોંચે છે.

( अनुष्टुप्वृत्तम् )

**प्रेमपात्रं प्रजायंते, विनीताः पशवोऽपि हि ।**
**तस्माद्विनय एवायं, स्वीकार्यः कार्यकोविदैः ॥७०॥**

**અર્થ:**–વિનયવાળા પશુઓ પણ પ્રેમના પાત્રરૂપ થાય છે, અર્થાત્ બહુજ વ્હાલાં લાગે છે, માટે પોતાના કાર્યમાં ચતુર એવા માણુસોએ તે વિનયનોજ સ્વીકાર કરવો.

न्यायद्वार–( शार्दूलविक्रीडितवृत्तम् )

**प्राणा यांतु सुरेंद्रचापरुचयः, संपत्तयश्चाचिरा-**
**संचाराः पितृपुत्रमित्ररमणी-मुख्याःसमा बुद्बुदैः ॥**
**तारुण्यादिवपुर्गुणा गिरिनदी-वेगैकपारिप्लवाः,**
**कीर्तेः केलिगृहं तु नीतिविदिता-संगश्चिरं तिष्ठतु॥७१॥**

**અર્થ:**–વર્ષાકાળમાં થતા ઇન્દ્રધનુષ્ સમાન ચપળ કાંતિવાળા પ્રાણો ભલે ચાલ્યા જાઓ ? ચંચળ સંપદાઓ પણ ભલે ચાલી જાઓ ? પાણીના પરપોટા તુલ્ય પિતા, પુત્ર, મિત્ર, સ્ત્રી આદિ સંચારો ભલે ચાલ્યા જાઓ ? તેમજ પર્વ-

તમાંથી પડતી નદીના વેગ સમાન ચંચળ એવા શરીરના તારૂણ્ય આદિ ગુણો પણ ભલે ચાલ્યા જાઓ ? પરન્તુ કીર્તિને ક્રીડા કરવાના વનસમાન નીતિરૂપી સ્ત્રીનો સંગ ફક્ત લાંબા કાળ પર્યન્ત રહો ?

( अनुष्टुप्वृत्तम् )

**यथोपायैर्विना निम्ना-वनीमेति नदीवहः ।**
**स्वयं नयवतोऽभ्यर्णं, तथाभ्येति श्रियां भरः ॥७२॥**

**અર્થઃ**-જેમ નદીનો પ્રવાહ ઉપાય વિનાજ નીચી જમીન પ્રત્યે જાય છે, તેમ લક્ષ્મીનો સમૂહ પણ ન્યાયવંત માણસની પાસે પોતાની મેળેજ જાય છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

**संबंधी प्रणयैः सरः कुवलयैः, सेना च रंगद्धयैः,**
**स्त्रीबाहुर्वलयैः पुरी च निलयै-र्नृत्यं च तालालयैः ।**
**गंधर्वश्च रयैः सभा सुहृदयै-राप्तव्रतो वाङ्मयैः,**
**शिष्यौघो विनयैः कुलं च तनयै-राभाति भूपो नयैः ॥**

**અર્થઃ**-જેમ સગાં સંબંધીઓ પ્રીતિથી, સરોવર કમળોથી, સેના ઉચ્છળતા અશ્વોથી, સ્ત્રીઓના હસ્ત ચુડીઓથી, નગરી મનોહર મહેલોથી, નૃત્ય "તાતા થઇ" ઇત્યાદિક તાલોથી,

અશ્વ વેગથી, સભા વિદ્વાનોથી, મુનિ શાસ્ત્રોથી, શિષ્યોનો સમૂહ વિનયોથી તથા કુળ જેમ પુત્રોથી શોભે છે, તેમ રાજા ન્યાયોથી શોભે છે.

**नीतिः कीर्तिवधूविलाससदनं, नीतिः प्रसिद्धेर्धुरा,**
**नीतिः पुण्यधराधिपप्रियतमा, नीतिः श्रियां संगमः ।**
**नीतिः सद्गतिमार्गदीपकलिका, नीतिः सखी श्रेयसां,**
**नीतिः प्रीतिपरंपराप्रसविनी, नीतिः प्रतीतेः पदम् ॥**

**અર્થઃ**–નીતિ તે કીર્તિરૂપી સ્ત્રીને વિલાસ કરવાનું મંદિર છે, પ્રસિદ્ધિને ધારણ કરનારી છે, પુણ્યરૂપી રાજાની વ્હાલી પટરાણી છે, લક્ષ્મીનો સંગ કરાવનારી છે. સદ્ગતિના માર્ગમાં દીપકની શિખા સમાન છે, કલ્યાણોની વ્હાલી બ્હેન છે, પ્રીતિની પરંપરાને ઉત્પન્ન કરનારી છે, તેમજ તે વિશ્વાસનું સ્થાન છે.

**पूज्योपास्तिरनादरोऽधमनरे, नो वंचना धर्मिणां,**
**सत्या वाक् पुरतःप्रभोरनुचित-त्यागोऽनुरागो निजेः॥**
**संगः साधुषु नित्यकृत्यकरणं, स्नेहः सहोजस्विभि,-**
**र्दीनानाथजनेषु चोपकरणं, न्याय्योऽयमध्वा सताम् ॥**

અર્થઃ-પૂજ્ય વડિલોની સેવા, નીચ માણુસો પ્રત્યે અનાદરભાવ, ધર્મી માણુસોને નહિ ઠગવાપણું, સ્વામિની સમીપમાં સત્ય વાણી, અનુચિત કાર્યોનો ત્યાગ, સગાંઓની સાથે પ્રીતિ, સાધુઓની સંગત, નિત્યકર્મોનું કરવાપણું, પ્રતાપી પુરૂષોની સાથે સ્નેહ, તથા દીન અને અનાથો પ્રત્યે ઉપકાર એવી રીતનો સજ્જનોનો ન્યાયમાર્ગ છે.

**पैशुन्यद्वार.**

१ ३ ४ ५ ६ ७ ८
**चेत्पापापचयं चिकीर्षसि रिपो-र्मूर्ध्नि क्रमौ धित्ससि,**
૯ ૧૦ ૧૨ ૧૧ ૧૩
**क्लेशध्वंसमभीप्ससि प्रवसनं, सर्वागसां दित्ससे ।**
૧૫ ૧૬ ૧૪ ૧૭ ૧૮ ૧૯
**दुःकीर्तिं प्रजिहीर्षसि प्रतिपदं, प्रेत्यश्रियं लिप्ससे,**
૨૧ ૨૪ ૨૦ ૧ ૨૩ ૨૨
**सर्वत्र प्रविधेहि तत्प्रियसखे, पैशुन्यशून्यं मनः ॥ ७६ ॥**

અર્થઃ-હે વ્હાલા મિત્ર ? જો તું પાપોનો નાશ કરવાને ઇચ્છતો હોય, શત્રુના મસ્તક ઉપર પગ મૂકવાને અર્થાત્ શત્રુઓનો પ્રલય કરવાને ચાહતો હોય, ક્લેશનો સંહાર કરવાને ઇચ્છતો હોય, સમગ્ર અપરાધોને દૂરે કરવાને મરજી હોય, પગલે પગલે અપકીર્તિને હરવાને ઇચ્છતો હોય, તો સર્વ જગોએ તું ત્હારા મનને ચુગલીથી રહિત કર ? અર્થાત્ કોઇપણ સ્થળે કોઇની ચાડી કરીશ નહિ.

૪ ૨ ૩ ૭ ૫ ૬
नाग्नौ नीररुहं न सर्पलपने, पीयूषपुरः प्रभा,-
૯ ૧૨ ૧૧ ૮ ૧૦ ૧૫ ૧૬ ૧૩ ૧૪
भर्तुर्नाभ्युदयश्च पश्चिमगिरौ, वल्ली न च व्योमनि,
૧૯ ૧૮ ૧૭ ૨૦ ૨૩ ૨૧ ૨૨ ૩૨ ૧
न स्थैर्यं पवने मरौ न मरुता-मूर्वीरुहः स्याद्यथा,
૨૯ ૨૭ ૨૪ ૩૦ ૩૧ ૨૯ ૨૫ ૨૬
दौर्जन्ये यशसां तथा नहि भरः, सौमत्विषां सौदरः॥

**અર્થઃ**-જેમ અગ્નિમાં કમળ, સર્પની જીભ્હામાં અમૃતનો સમૂહ, અસ્તાચળપર સૂર્યનો ઉદય, આકાશમાં વેલડી, પવનમાં સ્થિરતા, તથા મારવાડ દેશમાં કલ્પવૃક્ષ હોતું નથી, તેમ દુર્જનતામાં ચન્દ્ર સમાન ઉજ્જવળ યશનો સમૂહ ખરેખર થતો નથી.

૭ ૧૦ ૮ ૯ ૧૪ ૧૧ ૧૩ ૧૨
तत्संपत्तिमनुद्यमं प्रकटयन्, कीर्तिं च कुर्वन् कलिं,
૧૭ ૧૬ ૧૮ ૧૫ ૧૯ ૨૨ ૨૧ ૨૦
प्राणान् प्राणभृतां हरँश्च सुकृतं, मृत्यं वितन्वँस्तृपाम्।
૨૭ ૨૩ ૨૬ ૨૪ ૨૫ ૩૧ ૨૮ ૨૯ ૩૦
आरोग्यं च गिलन्नपथ्यमशनं, विद्यां च निद्रां दधत्
૩૨ ૬ ૧ ૫ ૪ ૨ ૩
कांक्षत्येष यदीहते सुभगतां, पैशून्यमासूत्रयन् ॥७८॥

**અર્થઃ**-જે માણુસ લોકોની ચાડીઓ કરતો છતો સૌભાગ્યપણાને ઇચ્છે છે, તે માણુસ ઉદ્યમ વિનાજ સંપદાને ઇચ્છે છે, કંકાસ કજીયા કરતો થકો કીર્તિને ઇચ્છે છે, પ્રાણીઓના પ્રાણોને હરતો થકો પુણ્યને ઇચ્છે છે, લજ્યાને ધારણુ કરી

નાચવાને ઇચ્છે છે, કુપથ્ય ભોજન કરી નિરોગીપણાને ઇચ્છે છે, તથા નિદ્રા લેતો છતો વિદ્યાને ઇચ્છે છે; અર્થાત્ ઉપરોક્ત સમગ્ર અસંભવિત છે.

( वसन्ततिलकावृत्तम् )

धर्मं धुनोति विधुनोति धियां समृद्धिं,
श्लाघां सिनोति च दुनोति दयाविलासम् ।
चिंतां चिनोति च तनोति तनुप्रतापं,
क्रोधं धिनोति च नृणां पिशुनत्वमेतत् ॥७९॥

અર્થ:—ચાડીયાપણું માણસોના ધર્મનો નાશ કરે છે, બુદ્ધિની સમૃદ્ધિને દૂર કરે છે, કીર્તિને ગળી જાય છે, દયાના વિલાસને દુભાવે છે, ચિંતા ઉપજાવે છે, શરીરને તાપ આપે છે, તથા ક્રોધને વધારે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

सौभाग्यादिव सुंदरी सुविनया-द्विद्येववीथिः श्रिया,-
मुद्योगादिव साहसादिव महा-मंत्रादिसिद्धिः पुनः ।
पीयूषादिव नीरुजत्वमचिरात्, पूजा च पुण्यादिव,
स्फूर्जत्कीर्तिभरो नरं पिशुनता-त्यागादुपागच्छति॥८०॥

અર્થ:-સૌભાગ્યથી જેમ સુંદરી, ઉત્તમ વિનયથી જેમ વિદ્યા, ઉદ્યમથી જેમ લક્ષ્મીની શ્રેણિ, સાહસથી જેમ મહા મંત્રાદિકની સિદ્ધિ, અમૃતથી જેમ તુર્ત નિરોગીપણું, તથા પુણ્યથી જેમ મ્હોટાઇ મળે છે, તેમ ચાડીનો ત્યાગ કરવાથી માણસને સ્ફુરાયમાન કીર્તિનો સમૂહ પ્રાપ્ત થાય છે.

सत्संगद्वार.

१ २ ३ ४ ५
यत्पंकोऽपि नरेंद्रभालफलके, कस्तूरिकाभावभाक्,
८ ९ ७ ६ ११ १२ १०
काचोऽप्याभरणेषु भूपसुदृशां, हीरोपमां याति यत् ।
१६ १३ १४ १५ १७ १८
यत्काकोऽपि रसालशालशिखरे, ताम्राक्षतामश्नुते,
१९ २१ २० २७ २४ २२ २३ २५ २६
तत्संगान्महतां भवंत्यपि गुणै-र्हीना गुणानां गृहम् ॥

અર્થ:-રાજાના લલાટસ્થળમાં કાદવ પણ જે કસ્તુરીના ભાવને ભજનારો થાય છે, તથા રાણીઓના આભૂષણોમાં કાચ પણ જે હીરાની ઉપમાને પ્રાપ્ત કરે છે, તેમજ આંબાના વૃક્ષના શિખર ઉપર રહેલો કાગડો પણ જે કોયલપણાને ભજે છે, તે સમગ્ર ઉત્તમના સંગથી થયેલું છે, માટે એવી રીતે ગુણહીન માણસો પણ ઉત્તમ પુરૂષોના સત્સંગથી ગુણોના સ્થાનરૂપ થાય છે.

पापापापहिताहितप्रियतमा-प्रेयोऽभिधेयेतर-
८ ९ १०
ध्येयाध्येयशुभाशुभप्रकटन-श्लोके विवेके रतिः ।

૩ ૪ ૫ ૬ ૧૧ ૭ ૧૨
**यूनां चेतसि कांदिशिकहरिणी-नेत्रेव चेद्वः प्रिया,**
૧૩ ૧૪ ૧ ૧૫ ૨
**तत्सत्संगमभंगरंगरसिकाः, सेवध्वमात्मप्रियाः॥**

**અર્થ**:-અભંગ રંગમાં રસિક તથા આત્મા છે પ્રિય જેમને એવા હે પ્રાણીઓ? યુવાનોના મનમાં દિઙ્મૂઢ થયેલી હરિણી સમાન ચંચળ આંખોવાળી સ્ત્રી જેમ પ્રિય છે, તેમ તમારી પાપ, ધર્મ, હિત, અહિત, પ્રિય, અપ્રિય, અભિધેય, અનભિધેય, ધ્યેય, અધ્યેય, તથા શુભ અને અશુભના અંતરને જાણવાના વિવેકમાં જો ખુશી હોય, તો તમે સજ્જનોનો સંગ અંગીકાર કરો?

૩ ૪ ૫ ૬ ૭ ૮
**कीर्तिं कंदलयत्यघं दलयति, प्रह्लादमुल्लासय,-**
૯ ૧૦ ૧૧ ૧૨ ૧૪ ૧૩
**त्यायासं निरुणद्धि बुद्धिविभवं, सूते निशोते रिपून्।**
૧૬ ૧૭ ૧૫ ૧ ૮ ૧૯ ૨૧ ૨૦
**श्रेयः संचिनुते च बंधुरधियं, धत्ते पिधत्ते भयं,**
૨૫ ૨૬ ૨૨ ૨૩ ૨૭ ૨૮ ૨૯ ૨૪ ૧ ૨
**किं किं कल्पलतेव नैव तनुते, सद्यः सतां संगतिः॥**

**અર્થ**:-સજ્જનોની સંગત કીર્તિને નવપલ્લવિત કરે છે, પાપનો નાશ કરે છે, આનંદને ઉત્પન્ન કરે છે, શ્રમને રોકે છે બુદ્ધિના વૈભવને ઉત્પન્ન કરે છે, શત્રુઓનો સંહાર કરે છે, કલ્યાણને એકત્ર કરે છે મનોહર બુદ્ધિ આપે છે, તથા ભયને આચ્છાદિત કરે છે, એવી રીતે સજ્જનોની સંગતિ કલ્પવલ્લીની

માફક નિરંતર શું શું ઉત્તમ કાર્ય નથી કરતી? અર્થાત્ સમસ્ત ઉત્તમ કાર્યો કરે છે.

( वसन्ततिलकावृत्तम् )

४ ३ २
संगात्सतां प्रथितवुद्धिसमृद्धि सिद्धे,-
५ ६ ७ १
रुच्चैः पदं समुपयांत्यपमाननीयाः ।
८ ११ १२
यत्सूत्रतंतुमपि सौरभसारपुष्प,-
१० १४ १३ ९
संगाद्वहंति मुकुटेषु नराधिनाथाः ॥ ८४ ॥

અર્થ:-વિસ્તાર કર્યો છે બુદ્ધિની સંપદાની સિદ્ધિનો જેણે, એવા સત્સંગથી નીચ પણ ઉંચી પદવીને પામે છે, કેમકે સુગંધ યુક્ત ઉત્તમ પુષ્પોના સંગથી સુતરના તાંતણાને પણ રાજાઓ પોતાના મુકુટોમાં ધારણ કરે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

२६ ७ १० ९ ८ १३ ११ १२
दत्ते चेद्रसनाः पतिः फलभृतामायुश्च पाथोजभूः,
१५ १४ १७ १९ १६ १८
स्थैर्यं निर्जरभूधरः सुरगुरुर्गीः कौशलं चातुलम् ।
२२ २१ २० २३ २५ २४
सर्वज्ञत्वमुमापतिश्च रजनीराजः कलाः पेशलाः,
२९ ६ २७ २८ ३० १ ३ २ ५ ४
स्तोतुं तांस्तदयं क्षमेत महतां ये संगतः स्युर्गुणाः ॥८५॥

અર્થ:-સજ્જનોના સંગથી જે ગુણો ઉત્પન્ન થાય છે, તે ગુણોની સ્તુતિ કરવાને તો, જો શેષનાગ પોતાની જીભ્હાઓ

આપે, બ્રહ્મા પોતાનું આયુષ્ય આપે, મેરૂપર્વત પોતાની સ્થિરતા આપે, બૃહસ્પતિ વચનોનું અતુલ્ય કૌશલપણું આપે, ઉમાપતિ સર્વજ્ઞપણું આપે, તેમજ ચન્દ્ર જો પોતાની મનોહર કળાઓ આપે, તોજ તેની સ્તુતિ થઇ શકે.

मनःशुद्धिद्वार-( स्रग्धरावृत्तम् )

१ २ ३ ४ ६ ५ ९
**चेष्टाचो निर्विकारा यदि शमनिभृते नेत्रपत्रे पवित्रे,**
१० ८ ७ १२ ११ १४ १३
**गात्रे सद्ध्यानमुद्रा यदि यदि च गतिर्मंदमंदप्रचारा ।**
१६ १७ १५ १९ १८ २० २२ २१
**क्रोधादीनां निरोधो यदि यदि च वनेऽवस्थितिःप्रीतिपूर्णा,**
२४ २६ २७ २३ २८ २९ २५
**क्लेशावेशप्रवेशच्छिदिह हृदि तदा स्वैरमभ्येति शुद्धिः॥**

અર્થઃ—હે પ્રાણી ? જો, વાણી વિકાર રહિત હોય, નેત્રો સમતાયુક્ત હોય, પવિત્ર એવા ગાત્રપર એટલે મુખપર ઉત્તમ ધ્યાનની મુદ્રા હોય, ગતિ મંદમંદ પ્રચારવાળી હોય, ક્રોધાદિનો નિરોધ હોય, તથા પ્રીતિપૂર્વક જો વનમાં સ્થિતિ હોય, તો ક્લેશના આવેશના પ્રવેશને છેદનારી મનની શુદ્ધિ પોતાની મેળેજ હૃદયમાં પ્રાપ્ત થાય છે.

( शिखरिणीवृत्तम् )

५ ६ ७ १० ८ ९
**असौ भस्माभ्यंगः किमु किमुत भूमौ विलुठनं,**
१२ १३ ११ १७ १६ १५ १४
**जटाटोपः कोऽयं किमु वपुरिदं निर्विवसनम् ।**

कचालोचः कोऽयं प्रचुरतपसां किं च तपनं,
न चेच्चेतः शुद्धिः सुकृतसफलीकार करणम् ॥ ८७ ॥

અર્થઃ–જો પુણ્યને સફળ કરવાના કારણરૂપ એવી મનની શુદ્ધતા ન હોય તો શરીરે ભસ્મના ચોળવાથી શું થવાનું છે ? તેમજ પૃથ્વીપર લોટવાથી પણ શું થવાનું છે ? જટાનો આટોપ ધારણ કરવાથી શું થવાનું છે ? શરીરને વસ્ત્ર રહિત રાખવાથી શું થવાનું છે ? માથા વિગેરેના વાળનો લોચ કરવાથી શું થવાનું છે ? તથા ઘણાં તપો તપવાથી પણ શું થવાનું છે ? અર્થાત્ મનની શુદ્ધિ સિવાય ઉપરોક્ત સર્વે આત્મકલ્યાણ કરનાર નથી.

( वसंततिलकावृत्तम् )

स्वैरं भ्रमन् जगति चित्तनिशाकरोऽयं,
यैर्यंत्रितः सुकृतकृत्यमनोज्ञमंत्रैः ।
तेषामशेषसुखपोषिणि सिद्धिसौधे,
वासः सदा समजनिष्ट समाधिभाजाम् ॥८८॥

અર્થઃ–સમતાને ભજનારા એવા જે માણસોએ, જગત્માં સ્વેચ્છાચારથી ભ્રમણ કરતા ચિત્તરૂપી રાક્ષસને પુણ્યનાં કાર્યોરૂપી મનોહર મંત્રોએ કરીને યંત્રિત કરેલો છે. તે

માણુસોને સમગ્ર સુખોને પોષણુ કરનારા એવા મોક્ષરૂપી મંદીરોમાં નિરંતર વાસ થએલો છે.

( उपजातिवृत्तम् )

५ ४
विना मनः शुद्धिमशेषधर्म,-
१ २ ३ ७ ८ ६
कर्माणि कुर्वन्नपि नैति सिद्धिम् ।
१४ १५ १७ ११ १०
दृग्भ्यां विना किं मुकुरं करेण,
१२ १३ १८ ९ १६
वहन्नपीक्षेत जनः स्वरूपम् ॥ ८९ ॥

**અર્થ**:–મનની શુદ્ધિવિના સમગ્ર ધર્મકાર્યોને કરતો એવો પણુ પ્રાણી મોક્ષમાં જઈ શકતો નથી, કેમકે હાથમાં આરીસો પકડીને ફરતો એવો પણુ પ્રાણી આંખોવિના પોતાનું સ્વરૂપ જોઈ શકતો નથી.

( शार्दूलविक्रीडितवृत्तम् )

३ २ ६ ४ ५ ७
दूतीं मुक्तिमृगीदृशो यदि मनःशुद्धिं विधातुं रति,-
८ ९ ११ १० १३ १४ १२ १
स्तत्स्वर्णे रमणीजने च हृदयं रक्ष्यं प्रलुभ्यत्सखे ।
१५ १६
एतल्लोभभराभिभूतहृदये न स्वार्थसार्थप्रथा,
११ २२ १८ १९ १७ २०
प्रादुर्भावमुपैति शंवररुहां रोहः शिलायामिव ॥९०॥

**અર્થઃ**–હે મિત્ર ? મુક્તિરૂપી સ્ત્રીને વશ કરવામાં દૂતી

સમાન મનની શુદ્ધિને ધારણ કરવાની જો તને ઇચ્છા હોય, તો સુવર્ણ અને મનોહર એવી સ્ત્રીમાં લોભાતા તારા હૃદયનું તારે રક્ષણ કરવું જોઈએ; કેમકે લોભના સમૂહથી પરાભવ પામેલા હૃદયમાં, શિલામાં જેમ કમળનું ઉગવું તેમ, આત્માર્થના સમૂહના વિસ્તારની ઉત્પત્તિ થતી નથી.

( वसन्ततिलकावृत्तम् )

२ ३ ४ ५ ६
भक्तिं भनक्ति विनयं विनिहंति तृष्णां,
७ १० ८ ९
पुष्णाति तर्जयति वर्यमजर्यवीर्यम् ।
११ १२ १३ १४
पूजां पराभवति नीतिमपाकरोति,
१ १७ १८ १५
द्यूतं विदूरयत तद्व्यसनाध्वसूतम् ॥ ११ ॥

અર્થઃ—હે પ્રાણીઓ ? જે જુગારકર્મ ભક્તિને તોડી પાડે છે, વિનયનો નાશ કરે છે, તૃષ્ણાને પુષ્ટ કરે છે, મનોહર તથા નિબિડ એવા વીર્યની તર્જના કરે છે, પૂજાનો એટલે કીર્તિનો પરાભવ કરે છે, તથા નીતિને દૂર કરે છે, એવા નાના પ્રકારના દુઃખના માર્ગને ઉત્પન્ન કરનારા જુગારને તમે દૂર કરો ?

( शार्दूलविक्रीडितवृत्तम् )

१० ९ ११ १२ ८ ७ १३
वन्ध्यां धाम्नि वधूं विधाय स कुधीधुर्यः सुतानीहते,
१८ १९ १७ २० १६ १५ २१
झंपापातमुपेत्य पर्वतपतेः प्राणान् स च प्रेप्सति ।

२४ २६ २५ २७ २८ २२ ३० २३
साच्छिद्रामधिरुह्य नावमुदधेः कूलं च कांक्षत्यसौ,
४ ३ ६ ५ १ २
कृत्वा कैतवकौतुकं प्रकुरुते वित्तस्पृहां यो जडः॥९२॥

**અર્થઃ**—જે મૂર્ખ માણુસ જુગારના મિષનું કૌતુક કરીને ધનની ઇચ્છા કરે છે, તે કુબુદ્ધિનો સરદાર ઘરમાં વાંઝણી સ્ત્રી રાખીને પુત્રોને ઇચ્છે છે, મેરૂપર્વત ઉપરથી ઝંપાપાત કરીને તે પ્રાણોની ઇચ્છા રાખે છે, તથા છીદ્રવાળા વહાણુમાં બેસીને તે કિનારે પહોંચવાની ઇચ્છા કરે છે.

४ २ ३ १ ५ ६ ७
भ्रातॄन् भूतभराभिभूत इव यल्लुब्धो दृशा नेक्षते,
६ १२ १४ १३ ८ ११ ९ १०
भक्तोक्तिं शृणुते न च ज्वरितवद्यद्दत्तचित्तः पुमान्।
२१ २२ १८ १९ १७ १५ १६ २०
लज्जामुज्झति मद्यमूर्छित इवासक्तश्च यत्र द्रुतं,
२६ २५ २९ २४ २३ २७ २८
द्यूतं विश्वविनाशनं त्यज सखे तन्मूर्खमैत्रीमिव॥९३॥

**અર્થઃ**—જુગારમાં આસક્ત થએલો માણુસ, જાણે ભૂતોના સમૂહથી પરાભવ પામેલો હોય નહિ, તેમ ભાઇઓને તો આંખેથી જોતો પણ નથી, તેમ તે જુગારમાં રહેલા ચિત્ત-વાળો માણુસ તાવ ચઢેલા માણુસની માફક સેવકના વચનોને પણ સાંભળતો નથી, વળી તે જુગારમાં લીન થએલો માણુસ મદિરાપાનથી મત્ત થએલાની માફક તુર્ત લજ્જાનો પણ

ત્યાગ કરે છે; માટે હે મિત્ર! મૂર્ખ માણસની મિત્રાચારીની માફક ધનનો નાશ કરનારા જુગારને તું ત્યજી દે?

( उपजातिवृत्तम् )

१ ६ ४ ६ ५ ४ ३ ५ २
यत्रापदां वृंदमुपैति वृद्धिं, कंदस्तरूणामिव वारिभूमौ।
१५ ७ १३ १४ १२ ११ ८ १० ९
त्यजंति तत्किं न मनीषिमुख्या-द्यूतं दुराकूतमनूतमार्थैः॥

અર્થઃ—જે જુગારમાં જળવાળી જમીનમાં જેમ વૃક્ષોનું મૂળ, તેમ દુઃખોનો સમૂહ વૃદ્ધિ પામે છે, એવા દુષ્ટ આશયવાળા તથા ઉત્તમ જનોથી નહિ સ્તુતિ કરાએલા જુગારને, હે પંડિતો? તમે કેમ ત્યજતા નથી?

( शार्दूलविक्रीडितवृत्तम् )

३ ४ ६ ५ ९ ७ ८
स्थानं शून्यगृहं विटाः सहचराः स्निग्धश्च वेश्याजनः,
११ १० १३ १२
पार्श्वस्थाः परमोषिणः परिजनाः कादंबरीपायिनः।
१६ १४ १५ १९ १७ १८
व्यापारश्च परप्रियापरिचयः ख्यातिश्च विख्यातो,
१ २ २३ २४ २५ २६ २१ २० २२
येषां द्यूतकृतां कथामपि कथं कुर्यात्समं तैः सुधीः॥९८॥

અર્થઃ—જે જુગારીઓનુ સ્થાન તો વસ્તી વિનાનું ઘર હોય છે, જેઓના દોસ્તો તો વ્યભિચારીઓ હોય છે, વેશ્યા સ્રીઓ સાથે જેઓને મૈત્રી હોય છે, લોકોને ઠગનારા માણસો જેઓની પાસે બેસનારા હોય છે. મદિરાનું પાન કરનારા

જેઓના પરિવાર હોય છે, પરસ્ત્રીના પરિચયરૂપ જેઓનો વ્યાપાર હોય છે, તથા ધનના નાશરૂપી જેઓની ખ્યાતિ હોય છે, એવા જુગારીઓની સાથે ઉત્તમ બુદ્ધિવાને વાત પણ શામાટે કરવી જોઇએ ?

मांसद्वार.

निःकर्णेष्विव गीतिरीतिरफला सद्ध्यानधौरेयता,
कारुण्यस्य कथा वृथा मृगदृशां दृक्केलिरंधेष्विव ।
निर्जीवेष्विव वस्त्रवेषरचना वैदग्ध्यबुद्धिर्मुधा,
मांसास्वादिषु देहिषु प्रणयिता व्यर्था लतेवाग्निषु ॥९६॥

અર્થ:—બ્હેરા માણસો પ્રત્યે જેમ ગાયનની રચના, તેમ માંસભક્ષણ કરનારાઓમાં ધ્યાનનું ધૌરેયપણું નિષ્ફળ છે, વળી આંધળા માણસો પ્રત્યે જેમ સ્ત્રીઓના કટાક્ષોની ક્રીડા, તેમ માંસભક્ષણ કરતા જનો પ્રત્યે કરેલી દયાની કથા પણ નિષ્ફળ છે, વળી મુડદાંઓ પ્રત્યે જેમ વસ્ત્રાભૂષણની રચના, તેમ માંસાહારીઓમાં રહેલી ચતુરાઇની બુદ્ધિ પણ નિષ્ફળ છે, તથા અગ્નિમાં જેમ વેલડી તેમ માંસભક્ષકો પ્રત્યે સ્નેહભાવ રાખવો તે પણ વૃથા છે.

हित्वाऽऽहारमुदारमौक्तिकमयं, तैर्धीयतेऽहिर्गले,
त्यक्त्वा क्षीरमनुष्णधामधवलं, मूत्रं च तैः पीयते ।

२४ २३ २२ २१ २५ २६
मुक्त्वा चंदनमिंदुकुंदविशदं, तैर्भूतिरभ्यंग्यते,
४ ३ २ १ ५ ६
संत्यज्यापर भोज्यमद्भुततरं, यैरामिषं भुज्यते ॥९७॥

**અર્થ:**—જે માણસો બીજાં અત્યંત મનોહર ભોજન ત્યજીને માંસનું ભક્ષણ કરેછે, તેઓ મોતીઓના મનોહર હારને ત્યજીને ગલામાં સર્પને નાંખે છે ચન્દ્ર સરખા સફેદ દૂધને ત્યજીને તેઓ મૂત્ર પીવે છે; તેમ ચન્દ્ર તથા ડોલર સમાન નિર્મળ ચંદનને ત્યજીને તેઓ શરીર પર રાખ ચોળે છે.

१४ ११ १३ १० १२ १५ १७ १६
स्वं ज्वालाजटिलेऽनले स बहले क्षिप्त्वेहते शीतता,-
२१ २० २२ १९ १७ २३ २४
मुत्संगे भुजगं निधाय सविषं स प्राणितं कांक्षति ॥
३० ३१ २५ २७ २८ २९ २६ १
कीर्तिं काम्यति चाकृशां कृपणतामासूत्र्य स त्रस्तधी,-
२ ८ ७ ९ ३ ६ ५ ४
र्यःकर्तुं करुणामभीप्सति जडो जग्ध्वा पलं प्राणिनाम् ॥

**અર્થ:**-જે બુદ્ધિ વિનાનો મૂર્ખ માણસ પ્રાણીઓનું માંસ ભક્ષણ કરીને દયા કરવાને ઇચ્છે છે, તે માણસ જવાળાઓથી વ્યાકુળ થએલા મ્હોટા અગ્નિમાં પોતાના શરીરને ફેંકીને શીતળતાને ચાહે છે, તથા ખોળામાં ઝેરી સર્પને રાખીને તે જીવિતને ઇચ્છે છે, તેમજ અત્યંત કૃપણપણું રાખીને તે કીર્તિને ઇચ્છે છે.

**चैतन्यं विषभक्षणादिव मधोः पानादिव प्राज्ञता,**
**विद्यालस्यसमागमादिव गुणग्रामोऽभिमानादिव ।**
**शीलं स्त्रीजनसंस्तवादिव मनःक्लेशादिवध्यानधी,-**
**दैवार्चाशुचितादिपुण्यमखिलं मांसाशनान्नश्यति॥९९॥**

**અર્થ**:-જેમ ઝેરના ભક્ષણથી ચૈતન્ય, મદિરાના પાનથી બુદ્ધિ, આળસના સમાગમથી વિદ્યા. અભિમાનથી ગુણોનો સમૂહ, સ્ત્રીઓના અંગોપાંગની પ્રશંસાથી શીયળ, તથા મનના કલેશથી જેમ ધ્યાનની બુદ્ધિ. તેમજ માંસભક્ષણથી દેવપૂજા તથા પવિત્રપણાદિકથી ઉત્પન્ન થયેલું સમગ્ર પુણ્ય નાશ પામે છે.

( स्वागतावृत्तम )

**पारदारिकनरः परपत्नीं,**
**तस्करश्च परकीयविभूतिम् ।**
**भोक्तुमिच्छति यथेह तथा सा-**
**वामिषोपचितमामिषलुब्धः ॥ १०० ॥**

**અર્થ**:-જેમ પરસ્ત્રીનો લાલચુ માણસ પારકી સ્ત્રીને ઇચ્છે છે, તથા ચોર જેમ પરના ધનને ઇચ્છે છે. તેમ માંસ

ભક્ષણમાં લુબ્ધ થએલો માણસ માંસથી પુષ્ટ થએલા પશુને ઇચ્છે છે.

મદ્યદ્વાર-( शार्दूलविक्रीडितवृत्तम्. )

૪ ૫ ૩ ૭ ૮ ૬
स्वामित्वं समुपैति किंकरनरः प्रेष्यत्वमेति प्रभुः,
૯ ૧૦ ૧૧ ૧૪ ૧૩ ૧૨
शत्रुः सोदरतामुपैति भजते प्रत्यर्थितां सोदरः ।
૧૬ ૧૫ ૨૦ ૧૯ ૧૭ ૧૮
जायात्वं जननी प्रयाति जननीभावं च जायाजनो,
૧ ૨
धर्मध्वंसधुराधुरीणमधुनः पानाभिभूतात्मनाम् ॥१०१॥

અર્થ:-ધર્મના નાશરૂપી ધોંસરીને ધારણ કરવામાં બળદ સમાન, એવા મદ્યપાનથી પરાભવ પામેલો છે આત્મા જેમનો એવા માણસો ચાકરને શેઠરૂપ ગણે છે, શત્રુને ભાઈ તુલ્ય માને છે. અને ભાઈને શત્રુ માને છે, તથા પોતાની માતાને પોતાની સ્ત્રી તરીકે ગણે છે, અને પોતાની સ્ત્રીને પોતાની માતા સમાન માને છે.

( उपजातिवृत्तम् )

૩ ૨ ૪ ૬ ૫ ૮ ૭ ૯ ૧૧ ૧૦
ददात्यदेयं च दधात्यधेयं, गायत्यगेयं च पिबत्यपेयम् ।
૧૩ ૧૨ ૧૪ ૧૬ ૧૫ ૧૮ ૧૭ ૧ ૧૯
जयत्यजेयं च नयत्यनेयं, न किं सुरापानकरः करोति ॥

અર્થ:-મદિરાપાન કરનારો માણસ નહિ દેવા લાયક વસ્તુ આપે છે: નહિ ધારણ કરવા લાયક ધારણ કરે છે,

નહિ ગાવા યોગ્ય ગાય છે, નહિ પાનકરવા લાયકનું પાન કરે છે, નહિ જીત કરવા લાયકને જીતે છે, તથા નહિ લઇજવા લાયકને લઈ જાય છે; માટે એવી રીતે મદિરાપાન કરનાર માણુસ શું કાર્ય નથી કરતો? અર્થાત્ સમગ્ર ન કરવા લાયક કામોને તે કરે છે

( शार्दूलविक्रीडितवृत्तम् )

२ ५ ३ ४ ६ ७ ८ ९
यद्भ्राम्यंति गृहे गृहे विवसना यच्चत्वरे शेरते,
११ १२ १३ १० १५ १४ १७ १६
यद्भूमौ निपतंत्यमुद्रितमुखा यच्चारटंति स्फुटम् ।
१९ २० २१ १८ २५ २४ २२ २३
यद्वीथीषु विशंति कोशितदृशो जल्पंत्यजल्प्यं च य,-
२७ २८ २६ २९ १ ३० ३१
यद्बाढं च रुदंति मूढमतयस्तन्मद्यविस्फुर्जितम् ॥

અર્થઃ—જે મદિરાપાન કરનારા મૂઢ બુદ્ધિવાળા માણસો ઘેર ઘેર ભટક્યા કરે છે, નગ્ન થઇને બજારમાં સુઇ રહે છે, ખુલ્લાં મુખો રાખીને પૃથ્વી ઉપર પડે છે, આંખો મીચીને ગલીઓમાં પ્રવેશ કરે છે, નહિ બોલવા લાયક અપશબ્દો બોલે છે, તથા જે અત્યંત રૂદન કરે છે, તે સમગ્ર મદ્યપાનનું પરિણામ છે.

१ २ ५ ३ ४ ६
व्याधीनामवधिं पदं च विपदामुन्मादमाद्यद्धियां,
७ ८ ९ १० ११ १४ १२ १३
धामाऽधन्यगिरां गुहामयशसां स्थानं खनिं चैनसाम् ।

१७ १५ १६ १८ १९ २१ २०
**आधारं च शुधां क्रुधां परिषदं संभोगभूमिं भियां,**
२४ २२ २३
**मुंचाऽऽचारविचारचारुरचनानिर्वारिणीं वारुणीम् ॥**

અર્થઃ–દુઃખોની સિમાસમાન, આપદાઓના સ્થાન તુલ્ય, ઉન્માદ અને પ્રમાદની બુદ્ધિના ધામ સમાન, ખરાબ વચનોની ગુફા સરખી, અપયશના સ્થાન બરોબર, પાપોની ખાણ તુલ્ય, લડાઈના આધાર સમાન, ક્રોધની સભા સરખી, ભયોની સંગમભૂમિ તુલ્ય, તથા આચારના વિચારની મનોહર રચનાને અટકાવનારી એવી મદિરાનો હે મિત્ર? તું ત્યાગ કર?

( हरिणीवृत्तम् )

१ ३ २
**मतिकमलिनीनागं छागं दुरूहहविर्भुजः,**
४ ६ ५
**प्रकटितदयादैन्यं सैन्यं प्रमादमहीपतेः ।**
७ ८ १० ९
**व्यसनपयसां सिंधुं बंधुं कषायधरास्पृशां,**
१४ १३ १२ ११
**परिहर सुरापानं यानं विपत्पुरवर्त्मनि ॥१०९॥**

અર્થઃ–બુદ્ધિરૂપી કમલિનીનો સંહાર કરવામાં હસ્તિ સમાન, કુતર્કરૂપી અગ્નિ પ્રત્યે બોકડા બરોબર, પ્રગટ કરેલ છે દયા પ્રત્યે દૈન્યભાવ જેણે, પ્રમાદરૂપી રાજાના સૈન્યતુલ્ય, આપદારૂપી પાણીના સમુદ્ર સમાન, કષાયરૂપી પ્રાણીઓના

બંધુતુલ્ય, તથા દુઃખરૂપી નગરના માર્ગમાં વાહન સરખા સુરાપાનને, હે પ્રાણી ? તું ત્યજી દે ?

वेश्याद्वार-( शार्दूलविक्रीडितवृत्तम् )

१ २ ३
यद्वक्त्रं विटकोटिवक्त्रनिपतन्निष्ठीवनानां घटी,
५ ४ ६
यद्वक्षश्च जनंगमादिजनतापाणिप्रहारास्पदम् ।
७ ८
यद्गात्रं बहुबाहुदंडनिबिडक्रोडीकृतभ्रंशितं,
१३ ९ १४ १० ११ १२
प्रेमैतासु दधाति धावकशिलातुल्यासु वेश्यासु कः ॥

અર્થ:-જે વેશ્યા સ્રીઓનું મુખ, ક્રોડો વ્યભિચારી પુરૂષોના મુખમાંથી પડતા થુંકની કુંડી સમાન છે, તથા જેઓની છાતી ચંડાળ વિગેરે નાલાયક જનોના હાથેથી હણાએલી છે, તેમજ જેઓનું અંગ ઘણા માણસોના હસ્તદંડના આલિંગનથી શિથિલ થઇ ગયું છે, એવી ધોબીની શીલા સમાન વેશ્યા સ્રીઓમાં કયો માણસ પ્રેમને ધારણ કરે ? અર્થાત્ કોઇપણ પ્રેમ ન કરી શકે.

२ ३ १ ४ ६ ७ ५
रत्येवासमसायकः पशुपतिः पुत्र्येव भूमीभृतः,
१० ११ ८ ९ १२ १४ १५ १३
शच्येवाऽप्सरसांपतिर्मुररिपुः पुत्र्येव पाथोनिधेः ।
१७ १८ १६ २० २१ २२ १९
रोहिण्येव सुधामरीचिरवनेः पुत्र्येव पौलस्त्यजिद्,
२७ २८ २५ २६ २३ २४
बाहुभ्यां परिरभ्यते गणिकया वित्तेच्छया कुष्ठ्यपि॥१०७

અર્થ:-કામદેવ જેમ રતીથી, મહાદેવ જેમ પાર્વતીથી, ઇન્દ્ર જેમ ઇન્દ્રાણીથી, વિષ્ણુ જેમ લક્ષ્મીથી, ચંદ્ર જેમ રોહિણીથી, તથા રામ જેમ સીતાથી આલિંગન કરાય છે, તેમ કુષ્ટિ એટલે કોઢના રોગવાળો માણસ પણ ગણિકાથી ફક્ત ધનની ઇચ્છાએ કરીનેજ બન્ને હસ્તોથી આલિંગન કરાય છે.

( उपजातिवृत्तम् )

१ २ १० ३ ४
यासु व्रजन् याति जनः कदाचि,-
५ ६ ७ ८ ९
ज्ञाम्यां च मातर्यपि मोहमूढः ।
११ १२
अनेकलोकैः प्रतिसेवितासु,
१६ १३ १४ १५ १७
किं तासु वेश्यासु रतिः शुभाय ॥ १०८ ॥

અર્થ:-જે વેશ્યા સ્ત્રીઓ પ્રત્યે ગમન કરનારો માણસ કોઈ વખતે તો બ્હેન તથા માતા પ્રત્યે પણ મોહથી મૂઢ થઈ જાય છે, એવી અનેક લોકોથી સેવાએલી તે વેશ્યા સ્ત્રીઓમાં કરેલી પ્રીતિ શું કલ્યાણકારી નિવડે છે ? અર્થાત્ નથીજ નીવડતી.

( शिखरिणीवृत्तम् )

३ २ १ ८ ७ ४ ६ ५
धनं प्रीतिर्यासां धनमपि च रूपं निरुपमं,
११ ९ १० १६ १५ १२ १४ १३
धनं चार्वाचारो धनमपि च कुक्षिर्निरवधिः ।

૧૯ ૧૮ ૧૭ ૨૫ ૨૪ ૨૦ ૨૨ ૨૩ ૨૧
**धनं देवो यासां धनमपि च यासां गुरुरिह,**
૩૨ ૨૮ ૩૧ ૨૬ ૨૯ ૨૭ ૩૦
**विधत्ते वेश्यासु प्रणयमिह कस्तासु मतिमान् ॥१०९॥**

**અર્થઃ**—તે વેશ્યા સ્ત્રીઓને ધન એજ પ્રીતિ, ધન એજ નિરૂપમરૂપ, ધન એજ મનોહર આચાર, ધન એજ અત્યંત બુદ્ધિ, તેમજ દેવ તથા ગુરૂ પણ ધન જ છે, એવી વેશ્યા સ્ત્રીઓમાં કયો બુદ્ધિમાન્ પુરૂષ આ જગત્માં પ્રેમ ધારણ કરે ? અર્થાત્ કોઇ પણ પ્રેમ ધારણ કરે નહિ.

( वसन्ततिलकावृत्तम् )

૬ ૭ ૧
**मास्म स्मर स्मरनरेशवरूथिनीनां,**
૨ ૩ ૮ ૪ ૫
**तासां पणांबुजदृशां हि दृशां विलासान् ।**
૧૧ ૧૦
**यद्रूपदीपकलिकासु मनोहरासु,**
૯ ૧૨ ૧૩
**स्नेहक्षयासु बहवः शलभीभवन्ति ॥११०॥**

**અર્થઃ**—હે પ્રાણી ! કામદેવરૂપી રાજાની સેના સમાન, એવી તે વેશ્યા સ્ત્રીઓની આંખોના કટાક્ષોનું તું સ્મરણ નહિ કર ? કેમકે સ્નેહનો ક્ષય થયો છે જેમને વિષે, (તેલનો નાશ થયો છે જેમને વિષે) એવી વેશ્યા સ્ત્રીઓના રૂપરૂપી મનોહર દીવાની શિખાઓમાં ઘણા માણસો પતંગીઆની ક્રીડાને પ્રાપ્ત થાય છે. અર્થાત્ છેવટે મૃત્યુ પામે છે.

पापर्धिद्वार-( शार्दूलविक्रीडितवृत्तम् )

૭ ૮ ૯ ૧૧ ૧૦ ૧૨ ૧૩
तेभ्यः श्वापदपेटकैः सहसुखैः सर्वैरपि त्रस्यते,
૧૪ ૧૫ ૧૯ ૨૦ ૧૬ ૧૭ ૧૮
तैः सार्धं भषणा भ्रमंति विपदां पूरा द्रवप्रोन्मुखाः ।
૨૮ ૨૨ ૨૧ ૨૭ ૨૪ ૨૫ ૨૩ ૨૬
विध्यंते विविधायुधैश्च पशवः पुण्यैः समं तैः समे,
૨ ૩ ૫ ૬ ૪ ૧
ये मूढा अटवीमटन्ति विकटां प्रारब्धपापर्द्धयः ॥११॥

અર્થઃ-ધારણ કરેલ છે શિકારનું વ્યસન જેઓએ, એવા જે મૂઢ માણસો શિકાર માટે ભયંકર જંગલમાં ભટક્યા કરે છે, તેઓથી વનવાસી પ્રાણીઓ સમગ્ર સુખો સહિત પણ ત્રાસ પામેછે, વળી તેઓની સાથેજ વેગવાળા કુતરાઓ સહિત દુઃખના સમૂહો પણ ભમ્યા કરે છે, તેમજ નાના પ્રકારના શસ્ત્રો ધારણ કરનારા એવા તેઓ પશુઓની સાથે પોતાના પ્રાણોને પણ વીંધી નાખે છે.

૪ ૩ ૭ ૫ ૬ ૧૦ ૮ ૯
संपर्कं नरकैः कलिं च कुशलैर्वैरं सतां संगमैः,
૧૨ ૧૧ ૧૩ ૧૪ ૧૭ ૧૫ ૧૬
प्रीतिं भीतिभरैरघैः परिचयं प्रेमापदां प्रापणैः ।
૧૯ ૧૮ ૨૦ ૨૧ ૨ ૨૨ ૧
उद्वेगं विनयैर्नयैरमिलनं चेदीहसे हे सखे,
૨૪ ૨૭ ૨૩ ૨૬ ૨૫
सत्त्वव्रातभयंकरं कुरु तदा साटोपमाच्छोटनम् ॥१२॥

**અર્થ**:–હે મિત્ર ? જો તું નરક સાથે સંગમ કરવાને, પુણ્ય સાથે કલેશ કરવાને, સજ્જનોની સંગત સાથે વૈર કરવાને, ભયના સમૂહ સાથે પ્રીતિ કરવાને, પાપોની સાથે પરિચય કરવાને, દુઃખદાયક વસ્તુઓ સાથે પ્રેમ કરવાને, તથા ન્યાય સાથે નહિ મળવાને ઇચ્છતો હોય, તોજ પ્રાણીઓના સમૂહને ભય કરનારા એવા શિકારને આટોપ સહિત કર ?

४ ३ ५ ६ ७
**आक्रंदा वनवासिनामसुमतां गीतानि तेषामसृक्,-**
८ ९ १२ ९ १० ११
**कुल्याः कुंकुमहस्तका अनुचराः क्रूराः शुनां राशयः।**
१४ १३ १५ १ २
**जंतुव्रातपलान्यहो रसवती यस्मिन् मृगव्यामहे,**
१७ १८ १६ २० १९ २२ २१
**श्वभ्रस्त्री परिरभ्यते मृगयुभिः कस्तत्र गच्छेत् सुधीः॥**

**અર્થ**:–જે શિકારરૂપી વિવાહના મહોત્સવમાં વનવાસી પ્રાણીઓના આક્રંદરૂપી ગીતો છે, તેઓના રૂધિરથી ભરાએલાં ખાબોચીયાંરૂપી કુંકુમના હાથાઓ એટલે કેશરના થાપા છે, જ્યાં ક્રૂર કુતરાઓના સમૂહોરૂપી સોબતીઓ એટલે જાનૈયા છે, વળી અહો ! જ્યાં પ્રાણીઓના સમૂહના માંસની રસોઈ છે, તથા જ્યાં નરકરૂપી સ્ત્રીને શિકારીઓ આલિંગન કરે છે, એવા તે મહોત્સવમાં કયો ઉત્તમ–બુદ્ધિમાન્ માણસ જાય ? અર્થાત્ કોઇ પણ ન જાય.

**ये नीरं विपिबंति निर्झरभरं कुंजे च ये शेरते,**
**ये चाश्नन्ति तृणानि काननभुवि भ्राम्यन्ति येऽहर्निशम्,**
**ये च स्वैरविहारसारसुखिता निर्मन्तवो जन्तवो,**
**हत्वा तान् मृगयासु कः समभवच्छ्वभ्रेषु नाभ्यागतः॥**

અર્થઃ—જે બિચારા નિરપરાધી વનવાસી પશુઓ ઝરણાઓનું પાણી પીએ છે, ઝાડીમાં સુઈ રહે છે, ઘાસ ચારો ખાય છે, વનની ભૂમિમાં નિરંતર ભ્રમણ કરેછે, એવી રીતે જેઓ સ્વેચ્છાચારી મનોહર વિહારથી સુખી થએલાં છે, તેઓને શિકારમાં હણીને કયો માણસ નરકનો પરોણો થયો નથી?

( उपजातिवृत्तम् )

**जीवान् घ्नतां यत्र नभोंऽबुभूगान्,**
**भवत्रयार्थः समुपैति हानिम् ।**
**आखेटकं गेटकमापदां कः,**
**कौतूहलेनापि करोति धीमान् ॥ ११९ ॥**

અર્થઃ—જે શિકારમાં ખેચર, જળચર, અને થળચરને હણનારા શિકારીઓના ત્રણે પુરૂષાર્થો હાનિ પામે છે, એવા

દુઃખના સમૂહ સરખા શિકારને ક્રીડા માત્રથી પણ કયો બુદ્ધિમાન્ આચરે ? અર્થાત્ નજ આચરે.

चौरीद्वार-( शिखरिणीवृत्तम् )

२ १ ३ ४ ५ ६
प्रहारो यष्ट्याद्यैस्तदनु शिरसो मुंडनमथो,
७ ९ ८ १०
खरारोपाटोपस्तदनु च जगद्गालिसहनम् ।
१२ १३ १४ ११ १५ १६
ततः शूलारोहो भवति च ततो दुर्गतिगति,-
१८ १७ १९ २२ २१ २०
र्विचार्यैतच्चौर्यस्य चरितं मुंचति न कः ॥११६॥

અર્થ:-જે ચોરી કરવાથી પ્રથમ તો લાકડી આદિકથી માર પડે છે, પશ્ચાત્ ગધેડા ઉપર બેસવું પડે છે, બાદ દુનિયાની ગાળો સહન કરવી પડે છે, ત્યાર પછી શૂળી ઉપર ચઢવું પડે છે, તેમજ તેથી છેવટે દુર્ગતિમાં જવું પડે છે, એવી રીતના ચોરીના આચરણની દશા વિચારીને તેનો કયો ઉત્તમ જન ત્યાગ ન કરે ?

२ ४ ३ १ ६ ५ ७ ८
नृणां प्राणा बाह्या यदनघयशो यच्चदमलं,
९ ११ १० १२ १४ १३ १५
कुलाचारो यच्चानुपममहिमा यच्च गरिमा ।
१७ १६ १८ १९ २० २१
कलानां यत्केलि[illegible] रूपरचना,
२३ २२ २४ २५ २८ २९ २६ ३० २७
धनं तच्चैरात्तं निखिलमपि तैः संहृतमिदम् ॥११७॥

અર્થઃ-જે ધન માણસોના બાહ્યપ્રાણો છે, નિર્દોષ યશ છે, નિર્મળ કુળાચાર છે, અનુપમ મહિમા છે, મ્હોટાઇ છે, કળાઓની ક્રીડા છે, તથા જે અતુલ્યરૂપની રચના છે, એવું પારકું ધન જેઓએ ચોરેલું છે તેઓએ સમગ્ર હરેલું છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

૭ ૭ ૨૮ ૧૦ ૯ ૮
वैरं निश्वजनैरकारि कलहः कीर्त्यां च लोकद्वयी,-
૧૧ ૧૨ ૧૪ ૧૩ ૧૫ ૧૬ ૧૭
कृत्यैर्मत्सर उत्सवैश्च विरहः सौख्यैरसूयोदयः ।
૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૪ ૨૨ ૨૩
प्राणैरप्रियता प्रियैरलयनं द्रोहश्च धर्मेच्छया,
૨૬ ૨૭ ૨૫ ૫ ૧ ૨ ૩ ૪
विश्रंभेन हठश्च तैरतिशठैर्यैश्चौरिका निर्ममे ॥११८॥

અર્થઃ-જે અત્યંત શઠલોકોએ ચોરી કરેલી છે તેઓએ જગતના લોકો સાથે વૈર કરેલું છે, કીર્તિ સાથે કલેશ કરેલો છે, બન્ને લોકના કાર્યો સાથે મત્સર કરેલો છે, ઉત્સવો સાથે વિરહ કરેલો છે, સુખો સાથે અદેખાઇનો ઉદય કરેલો છે, પ્રાણો સાથે અપ્રીતિ કરેલી છે, સ્નેહીઓ સાથે અબોલા કર્યા છે, ધર્મની ઇચ્છા સાથે દ્રોહ કરેલો છે, તથા વિશ્વાસ સાથે હઠવાદ કરેલો છે.

૫ ૬
तत्कीर्तिः कुमुदेन्दुकुन्दकलिकाकर्पूरपूरोपमा,
૭ ૮
तत्स्फूर्तिः परमप्रमोदविलसत्पावित्र्यपाथःप्रपा ।

तन्मूर्तिः स्मरपार्थिवस्मयशशिस्वर्भाणुरुद्भ्राजते,

चौर्यं यैर्मुमुचे [illegible]णारा[illegible]वानलम् ॥११९॥

**અર્થ**:-જેઓએ ઉલ્લસાયમાન થતા ગુણોના સમૂહરૂપી બગીચાને બાળવામાં દાવાનળ સમાન ચોરીનો ત્યાગ કર્યો છે, તેઓની કીર્તિ ચંદ્રવિકાસી કમળ, ચંદ્ર, ડોલર નામના પુષ્પની કળી, તથા કપૂર તુલ્ય ઉજવળ છે, તેમજ તેઓની સ્ફુર્તિ ઉત્કૃષ્ટ હર્ષથી ફેલાવો પામતું જે પવિત્રપણું તેરૂપી પાણીની પરબ સમાન છે, તથા તેઓની મૂર્તિ કામદેવરૂપી રાજાના રૂપના ગર્વરૂપી ચન્દ્રને ગ્રસ્ત કરવામાં રાહુ તુલ્ય શોભે છે.

( उपजातिवृत्तम् )

श्रीकीर्तिविस्फूर्तिलताम्बुवाहं,

दौर्भाग्यदैन्याम्बुजसप्तवाहम् ।

विश्रंभधाराधरगन्धवाहं,

विमुंच चौर्यं दुरितप्रवाहम् ॥ १२० ॥

**અર્થ**:-અપકીર્તિના ફેલાવારૂપી વેલડીને વૃદ્ધિ કરવામાં વરસાદ સમાન, દુર્ભાગ્યપણું તથા દરિદ્રતારૂપી કમળને વિકસ્વર કરવામાં સૂર્ય સમાન, અને વિશ્વાસરૂપી મેઘને નાશ કરવામાં પવન તુલ્ય, તથા પાપોના પ્રવાહ સદૃશ એવી ચોરીને, હે પ્રાણી ? તું ત્યજી દે ?

परस्त्रीद्वार-( शार्दूलविक्रीडितवृत्तम्. )

९ ८ ७ १२ ११ १०
**नो हास्यं सुरतप्रपंचचतुरं नालिंगनं निर्भरं,**
१४ १५ १३ १७ १६
**नैवोरोजसरोजयुग्मल(वि)लुठत् पाणिं प्रमीलामलम् ।**
२० १९ १८ २१ २ ४
**नो बिंबाधरचुंबनं स्थिरतया कुर्यात् पुमान् प्रेयसी-**
३ ५ ६ १ २२ २५ २४ २३
**मन्येषां रमयन्निकामचकितः कामीति काम्या न ताः ॥**

**અર્થ**:-કામી માણસ પરસ્ત્રીની સાથે વિલાસ કરતો છતો તે સમયે અત્યંત બીકનો માર્યો તેણીના સાથે સંભોગના પ્રપંચમાં યોગ્ય એવું હાસ્ય કરી શક્તો નથી, તેણીને અત્યંત આલિંગન કરી શકતો નથી, તેણીના સ્તનરૂપી કમળના યુગ્મપર બરોબર હસ્તાક્ષેપ કરી શકતો નથી, અત્યંત સુખથી સારી રીતે આંખો મીંચી શક્તો નથી, તેમજ સ્થિરતાથી તેણીના બિંબ એટલે પીકા ઘોલા સમાન હોઠનું ચુંબન પણ લઈ શકતો નથી, માટે તેવી પરસ્ત્રીને ભોગવવાની ઈચ્છા કરવી નહિ.

२ ३ ५ ४ ८ ६ ७
**पौराणां पुरतः प्रपंच्य महिमां दत्तः पितृभ्यां स्वयं,**
१ १२ ११ १० ९ १५ १३ १४
**यो दत्वा स्वकरं करेण च वृतः सप्तार्चिषां साक्षिकम् ।**
१६ १८ १७ २४ २३ २१ १९ २० २२
**तं हित्वा पतिमीहते यदितरं या कामिनी कामिनं,**
२५ २६ ३० २९ ३१ २८ २७
**तन्नूनं कथमात्मसाद्भवति सा स्वच्छंदसंचारिणी ॥ २२**

**અર્થઃ**-જે પતિને નગરના લોકોની સમીપે મહોત્સવ પૂર્વક મા-બાપે પ્રસંદ કરી આપ્યો છે, તથા જેને પોતાનો હાથ તેના એટલે પતિના હાથમાં આપીને અગ્નિની સાક્ષીએ પોતે પતિપણે સ્વીકારેલો છે, એવા પતિનો ત્યાગ કરીને જે સ્ત્રી બીજા કામી પુરૂષને ઈચ્છે છે, તે સ્વછંદાચારી સ્ત્રી ખરેખર આપણી પોતાની શી રીતે થાય? અર્થાત્ નજ થાય.

૨ ૩ ૬ ૧ ૭
**पूर्णोऽप्यन्यपराभवैकतमसा यत्संगतो ग्रस्यते,**
૪ ૫
**प्रादुर्भूतकलंकपंककलितः सुश्लोकशीतद्युतिः ।**
૮ ૯ ૧૦ ૧૮ ૧૧
**नीचाचारविधौ महानिव भवेदापातमात्रप्रिये,**
૧૬ ૧૨ ૧૩ ૧૬ ૧૭ ૧૪
**कोऽस्मिन् स्वैरविहारकारिणि सुधीः प्रीतः परस्त्रीजने।**

**અર્થઃ**-જે પરસ્ત્રીના સંગથી પ્રખ્યાત અને સંપૂર્ણ ચન્દ્ર પણ અન્યના એટલે રાહુના પરાભવરૂપી અંધકારથી ગ્રસ્ત થાયછે, તથા તેથી ઉત્પન્ન થએલા કલંકરૂપી પંકથી છવાએલો થયો છે, માટે નીચના આચારની વિધિમાં જેમ સજ્જન તેમ એવી દુઃખદાયક તથા સ્વેચ્છાચારી પરસ્ત્રીમાં કયો ઉત્તમ બુદ્ધિમાન્ માણસ પ્રીતિવાળો થાય? અર્થાત્ કોઇપણ ન થાય.

૧૨ ૧૩ ૧૪ ૮ ૭ ૧૧ ૯ ૧૦
**घोषेषु स्थितिमीहते स विमतिर्मुक्त्वामराणां पुरीं,**
૧૮ ૧૭ ૧૯ ૨૦ ૨૧ ૧૫ ૧૬
**त्यक्त्वा मंदरमेदिनीमवकरानुत्खातुमुत्कश्च सः ।**

२५ २६ २२ २३ २४
पातुं वांछति मुक्तनिर्मलजलः स ग्र ममार्गोदकं,
३ २ ४ १ ५ ६
त्यक्त्वात्मप्रमदाः परप्रियतमा यः सेवितुं कांक्षति ॥१२४

અર્થ:-જે માણુસ પોતાની સ્ત્રીનો ત્યાગ કરીને પરસ્ત્રીને સેવવાને ઇચ્છે છે, તે બુદ્ધિ વિનાનો માણુસ દેવતાની નગરીનો ત્યાગ કરીને ગોકુળમાં એટલે ગાયોના વાડામાં રહેવાનું ઇચ્છે છે, તથા સુવર્ણાર્થે મંદરાચળની ભૂમિનો ત્યાગ કરીને ઉકરડા ખોદવાને ઇચ્છે છે, તેમજ નિર્મળ જળનો ત્યાગ કરીને ગામડાની ગટરનું પાણી પીવાને તે ઇચ્છે છે.

( उपजातिवृत्तम )

४ ३
निजांगनासंगमनंगरंगा,-
२ ५ १ ६
दन्येषु वांछत्सु यथात्मकोपः ।
७ ८ ९ १०
तथा परेषामिति मन्यमाना,-
१३ ११ १२
स्त्यजन्ति संतः परकीयपत्नीः ॥ १२५ ॥

અર્થ:-જેમ અન્ય માણુસો, કામદેવના રંગથી આપણી પોતાની સ્ત્રીના સંગમને ઇચ્છવાથી આપણને પોતાને જેમ ક્રોધ ચઢે છે, તેમ અન્યને પણ કોપ ચઢે, એવું વિચારી સજ્જન પુરૂષો પરસ્ત્રીનો ત્યાગ કરે છે.

इन्द्रियद्वार-( शार्दूलविक्रीडितवृत्तम् )

**सारंगान् भ्रमरानिभाँश्च शलभान् मीनाँश्च मृत्युंगतान्**
**कर्णघ्राणशरीरनेत्ररसनाकामैः प्रकामोत्सुकः ।**
**दृष्ट्वा शिष्टपथप्रवृत्तिविपिनश्रेणीसमुत्पाटने,**
**साटोपद्विपमिंद्रियव्रजमिमं धीमान् विधत्ते वशम्॥१२६**

**અર્થ**:-કાન, નાસિકા, સ્પર્શ, નેત્ર તથા જીભ્હાના રસથી, અનુક્રમે મૃગલાઓ, ભમરાઓ, હસ્તિઓ, પતંગીઆઓ, તથા માંછલાં મૃત્યુ પામેલાં જોઇને, ઉત્તમ માર્ગની પ્રવૃત્તિરૂપી વનની શ્રેણિનો નાશ કરવામાં ઉદ્ધત થએલા હસ્તિ સમાન આ ઇંદ્રિઓના સમૂહને બુદ્ધિમાન્ માણસ અત્યંત ઉત્સુક થઇને વશમાં રાખે છે.

**दंभांभोरुहिणीविकाशनविधौ योंऽभोजिनीवल्लभो,**
**यो लांपट्यकलाकलापजलधौ पीयूषपादोपमः ।**
**यः स्पर्द्धावसुधारुहालिजलदो यश्चोत्पथप्रस्थितौ,**
**पारीणश्च तमुद्धुरं विषयिणां व्रातं जयन् भद्रभाक्॥**

**અર્થ**:-જે ઇન્દ્રિઓનો સમૂહ કપટરૂપી કમલિનીને વિકસ્વર કરવામાં સૂર્ય સમાન છે, તથા લંપટતાની કળાના

સમૂહરૂપી સમુદ્રની વૃદ્ધિ કરવામાં ચન્દ્ર સમાન છે, તેમજ જે સ્પર્ધારૂપી વૃક્ષોની પંક્તિને ઉગાડવામાં વરસાદ સમાન છે, અને ઉન્માર્ગના પ્રસ્થાનમાં જે પારંગામી છે, એવા ઉદ્ધત ઇન્દ્રિઓના સમૂહને જીતવાથી પ્રાણી કલ્યાણને ભજનારો થાય છે.

૯ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૦
स प्राज्यैर्ज्वलनैर्विना रसवतीपाकं चिकीर्षुः कुधी,-
१९ १८ २१ २० २२ १६ १७
स्त्यक्त्वापोतमगाधवार्धितरणं दोर्भ्यां विधित्सुश्च सः।
२५ २६ २७ ३० २४ २३ २८ २९
बीजानां वपनैर्विनेच्छति स च क्षेत्रेषु धान्योद्गमं,
१ २ ३ ४ ८ ६ ७ ५
योऽक्षाणां विजयैर्विना स्पृहयति ध्यानं विधातुं शुभम्॥

અર્થઃ-જે માણસ ઇન્દ્રિઓનો જય કર્યા સિવાય શુભ ધ્યાન ધરવાને ઇચ્છે છે, તે કુબુદ્ધિવાળો માણસ દેદીપ્યમાન્ અગ્નિ વિના રસોઇ પાક બનાવવાને ઇચ્છે છે, તથા સારા એવા વ્હાણનો ત્યાગ કરીને બન્ને હસ્તોવડે અગાધ સમુદ્ર તરવાને ઇચ્છે છે, તેમજ બીજના વાવ્યા સિવાય તે માણસ ક્ષેત્રોમાં ધાન્યની ઉત્પત્તિને ઇચ્છે છે, અર્થાત્ જેમ તે સમગ્ર ઇચ્છાઓ વ્યર્થ છે તેમ ઇન્દ્રિઓના જય સિવાય ધ્યાનની ઇચ્છા પણ વ્યર્થ છે.

२ १ ३ ४
रागद्वेषविनिर्जयाम्बुजवने यः पद्मिनीनां पतिः,
७ ५ ६
कृत्याकृत्यविवेककाननपयोवाहप्रवाहश्च यः।

૮ ૯

यः सद्बोधविरोधभूधरशिरःशंबप्रहारोपमः,

१० ११ १२ १३ १५ १४

साम्योल्लासमयं तमिन्द्रियजयं कृत्वा भवानंदवान् ॥

**અર્થ**:—જે ઇન્દ્રિઓનો જય રાગદ્વેષના જયરૂપી કમળોના વનને વિકસ્વર કરવામાં સૂર્ય સમાન છે, તથા જે કૃત્યાકૃત્યના વિવેકરૂપી વનની વૃદ્ધિ કરવામાં વરસાદના પ્રવાહતુલ્ય છે, તેમજ જે ઉત્તમ બોધના વિરોધરૂપી પર્વતના શિખરને ભેદવામાં વજ્રના પ્રહારતુલ્ય છે, એવો શમતાના ઉલ્લાસવાળો ઇન્દ્રિઓનો જય કરીને હે પ્રાણી ? તું આનંદિત થા ?

३ ४ १ २

विद्वांसो बहुशो विचारवचनैश्चेतश्चमत्कारिणः,

७ ९ ८ ५ ६

शूराः सन्ति सहस्रशश्च समरव्यापारबद्धादराः ।

१३ १४ १५ १६ १२ ११ १०

दातारोऽपि पदे पदे घनधनैः कल्पद्रुकल्पाः कलौ,

२३ २४ २५ १७ २२ १८ २१ १९ २०

ते केऽपीन्द्रियतस्करैरपहृतं येषां न पुण्यं धनम् ॥१३०॥

**અર્થ**:—આ જગત્માં વિચારપૂર્વક વચનોએ કરીને ચિત્તમાં આશ્ચર્ય ઉપજાવનારા ઘણા વિદ્વાનો છે, તેમજ રણસંગ્રામરૂપી વ્યાપારમાં આદરવાળા થએલા એવા શૂરાઓ પણ હજારો છે, તથા ઘણા ધનથી આ કલિકાળમાં કલ્પવૃક્ષ સમાન પગલે પગલે દાન દેનારાઓ પણ ઘણા છે, પરન્તુ

જેઓનું પુણ્યરૂપી ધન ઇન્દ્રિઓરૂપી ચોરોએ ચોરેલું નથી, એવા જનો તો વિરલાજ હોય છે.

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭
**शक्रस्यैव सुरद्विपो मधुरिपोरेवं द्विजानां पतिः,**
૯ ૧૦ ૮ ૧૧ ૧૨ ૧૩ ૧૪
**श्रीदस्यैव च पुष्पकं पशुपतेरेवोक्षचूडामणिः ।**
૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧
**स्कंदस्यैव भुजंगभुग् गणपतेरेवोंदुरो वाहनं,**
૨૩ ૨૪ ૨૨ ૨૮ ૨૬ ૨૫ ૨૭
**धन्यस्यैव शिवाध्वनि प्रविदितं यानं कृपा कोविदैः ॥**

**અર્થ**:—ઇન્દ્રનુંજ જેમ ઐરાવત હસ્તિ, વિષ્ણુનુંજ જેમ ગરૂડ, ધનદનુંજ જેમ પુષ્પક વિમાન, મહાદેવનુંજ જેમ બળદ, કાર્તિકેયનુંજ જેમ મયૂર, તથા ગણપતિનુંજ જેમ ઉંદર વાહન છે, તેમ મોક્ષમાર્ગ પ્રત્યે જવામાં કોઇક ધન્યવાદને પાત્ર માણસનુંજ દયારૂપી વાહન હોય છે. એમ પંડિત પુરૂષોએ કથેલું છે.

૯ ૮ ૧૧ ૧૦ ૧૩ ૧૨
**गांभीर्यं जलधेर्धनं धनपतेरैश्वर्यमेकेक्षणात्,**
૧૫ ૧૪ ૧૭ ૧૬ ૨૧ ૧૮ ૨૦ ૧૯
**सौंदर्यं स्मरतः श्रियं जलशयादायुश्च दीर्घं ध्रुवात् ।**
૨૪ ૨૩ ૨૨ ૨૮ ૫ ૨૬ ૨૭
**सौभाग्यं शुभमश्विनीसुतयुगाच्छक्तिं च सत्याःसुता,-**
૨૯ ૫ ૩૦ ૭ ૬ ૪ ૩ ૧ ૨
**ज्ञात्वा तं विदधे विधिर्विधिमनाश्चक्रे कृपां योंऽगिषु ॥**

**અર્થ**:—જે માણસે પ્રાણીઓ પ્રત્યે દયા કરેલી છે, તેને

બનાવવામાં છે ચિત્ત જેનું એવા બ્રહ્માએ સમુદ્રમાંથી ગંભીર-તાને, કુબેર પાસેથી ધનને, મહાદેવ પાસેથી ઐશ્વર્યને, કામદેવ પાસેથી સુંદરતાને, વિષ્ણુ પાસેથી લક્ષ્મીને, ધ્રુવ પાસેથી દીર્ઘ આયુષ્યને, અશ્વિનીપુત્રો પાસેથી મનોહર સૌભાગ્યને, તથા વ્યાસ પાસેથી શક્તિને લઈને બનાવેલો છે.

४ ५
**न दा[illegible]मौक्तिक[illegible]हे[illegible] विद्रुम[illegible]णिव्यूहाह्वयं गोमयं,**
८ ६ ७
**दुग्धं दुग्धपयोधिहारिलहरीशुभ्रं यशःसंचयम् ।**
११ ९ १०
**वत्सं विश्वजनेहनीयमहसं स्वर्गापवर्गोदयं,**
१ १२ ३ २ १३ १५ १४
**या यच्छत्यनिशं दयामरगवी सा रक्ष्यतामक्षयम्॥१३२**

**અર્થઃ**—જે દયારૂપી કામધેનુ હમેશાં નાના પ્રકારના મોતી, સુવર્ણ, પરવાળાં, મણિ તથા ધનરૂપી ગોમય એટલે છાણને આપે છે, તથા ક્ષીરસમુદ્રના મનોહર મોજાં સમાન શ્વેત યશના સમૂહરૂપી દૂધને આપે છે, વળી જે જગત્‌માં મનોહર પ્રભાવવાળા એવા સ્વર્ગ અને મોક્ષના ઉદયરૂપ વત્સને એટલે વાછરડાને આપે છે, એવી દયારૂપી કામધેનુનું જેમ તેનો વિનાશ ન થાય તેવી રીતે રક્ષણ કરવું.

७ ९ ८ ६ १० ११ १३ १२
**अस्ताद्रेरुदयं रवेः स लवणान्माधुर्यमास्यादहेः,**
१४ १५ १६ १७ २० १८ १९
**पीयूषं च कुहोरनुष्णकिरणं हानिं कुपथ्याद्रुजाम् ।**

૨૨ ૨૧ ૨૫ ૨૩ ૨૪ ૨૮ ૨૬ ૨૭
**पावित्र्यं श्वपचादिनं च रजनेर्दीक्षां श्रियां संग्रहात्,**
૩૦ ૩૧ ૨૯ ૩૨ ૩ ૧ ૪ ૫ ૨
**कांताराञ्चगरं च कांक्षति वधाद्यो धर्ममिच्छत्यधीः॥૧૩૪**

**અર્થઃ**-જે બુદ્ધિ વિનાનો માણસ પ્રાણીઓના વધથી ધર્મને ઇચ્છે છે, તે માણસ અસ્તાચળ પ્રત્યેથી સૂર્યના ઉદયને ઇચ્છે છે, લવણમાંથી મીઠાશને ઇચ્છે છે, સર્પના મુખમાંથી અમૃતને ઇચ્છે છે, અમાવાસ્યાથી ચન્દ્રને ઇચ્છે છે, અપથ્ય ભોજનથી રોગોની હાનિને ઇચ્છે છે, ચંડાળથી પવિત્રપણાને ઇચ્છે છે, રાત્રીથી દિવસને ઇચ્છે છે, લક્ષ્મીના સંગ્રહથી દીક્ષાને ઇચ્છે છે, તથા તે વનમાંથી નગરને ઇચ્છે છે.

૧ ૨ ૫ ૩ ૪ ૭ ૬
**धर्माणां निधिरास्पदं च यशसां संभोगभूमिः श्रिया,**
૧૦ ૯ ૮ ૧૨ ૧૧ ૧૪ ૧૩
**मास्थानं महसां च भूरविपदां यानं भवांभोनिधौ ।**
૧૬ ૧૫ ૧૮ ૧૭
**स्कंधः सन्मतिवीरुधां प्रियसखी स्वर्गापवर्गश्रियां,**
૨૨ ૨૦ ૧૯ ૨૩ ૨૧ ૨૫ ૨૪ ૨૬
**धन्यानां दयिता दयास्तु दयिता क्लेशैरशेषैरलम्॥૧૩૫**

**અર્થઃ**-ધર્મોના ભંડારરૂપ, યશોના સ્થાનરૂપ, લક્ષ્મીઓની સંયોગભૂમિરૂપ, સુખોની ભૂમિરૂપ, ભવરૂપી સમુદ્ર પ્રત્યે વહાણરૂપ, ઉત્તમ બુદ્ધિરૂપી વૃક્ષોના સ્કંધરૂપ, તથા સ્વર્ગ અને મોક્ષલક્ષ્મીની વ્હાલી સખીરૂપ એવી દયારૂપી વ્હાલી સ્ત્રી ધન્ય પુરૂષોને થાઓ? બીજા ક્લેશોથી સર્યું.

सत्यद्वार.

कीर्त्तौ कज्जलकूर्चकं हलमुखं विश्वासविश्वातले,
नानानर्थकदर्थनावनघनं कौलीनकेलेर्गृहम् ।
प्रेमप्रौढपयोदपूरपवनं सन्मानमुस्तांकुरे,
कोलं कोलसदाशयोद्भुतमतिर्भाषां मृषां भाषते॥१३६

અર્થ:-કીર્તિ પ્રત્યે કાજલના કૂર્ચક એટલે કુચડા સમાન, વિશ્વાસરૂપ પૃથ્વીતળ પ્રત્યે હળ સમાન, નાના પ્રકારના અનર્થોની કદર્થનારૂપ વન પ્રત્યે મેઘ તુલ્ય, દુષ્ટ કાર્યોને ક્રીડા કરવાના ઘર બરોબર, પ્રેમરૂપી નિબિડ વરસાદના સમૂહ પ્રત્યે પવન તુલ્ય, તથા સન્માનરૂપી મોથના અંકુરા પ્રત્યે કૉલ એટલે ભૂંડ (સુઅર) સમાન, એવા જૂઠા વચનને, ઉલસાયમાન આશયવાળી થએલી છે બુદ્ધિ જેની એવો કયો માણસ બોલે ? અર્થાત્ સજ્જન કોઇપણ ન બોલે.

सिंदूरः करिमूर्ध्नि मंदिरमणिर्गेहे च देहेऽसुमां-
स्तारुण्यं चलचक्षुषि द्युतिपतिर्व्योम्नि द्विजेशो निशि।
प्रासादे प्रतिमालिके च तिलकं भूषा यथा जायते,
कीर्तेः केलिगृहं तथा तनुमतां वक्त्रे वचः सूनृतम्॥१३७

**અર્થઃ**-જેમ હસ્તિના મસ્તકપર સિંદૂર, ઘરમાં દીપક, શરીરમાં જીવ, સ્ત્રીમાં તારૂણ્ય, આકાશમાં સૂર્ય, રાત્રીએ ચન્દ્ર, દેવાલયમાં પ્રતિમા, તેમજ જેમ કપાળમાં તિલક શોભારૂપ થાય છે, તેમ કીર્તિને ક્રીડા કરવાના ઘર સમાન. એવું સત્ય વચન પ્રાણિઓના મુખમાં આભૂષણરૂપ થાય છે.

( स्वागतावृत्तम् )

૪ ૫ ૨ ૩ ૧ ૬ ૮ ૭
**हानिमेति ददतां धनमुच्चैः, शीलतो भवति भोगवियोगः**
૧૨ ૯ ૧૦ ૧૧ ૧૭ ૧૪ ૧૫ ૧૬ ૧૩
**जायते च तपसा तनुकार्श्यं, हीयते किमपि नानघवाक्यैः॥**

**અર્થઃ**-ઘણું દાન દેવાથી ધનની હાનિ થાય છે, શીળ પાળવાથી ભોગોનો વિયોગ થાય છે, તપ તપવાથી શરીર દુબળું થાય છે, પણ સત્ય વચન બોલવાથી તો કંઇ પણ નુકસાન થતું નથી. અને અપૂર્વ લાભ મળે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

૪ ૫ ૯ ૭ ૬ ૮ ૧૧ ૧૦
**अग्निः शाम्यति मुंचति प्रभुरपा[illegible]ल्यमोघो रुजां,**
૧૩ ૧૨ ૧૫ ૧૬ ૧૪ ૧૯ ૧૮ ૧૭
**यात्यस्तं विकटा घटा करटिनामाटीकते नान्तिकम्।**
૨૧ ૨૨ ૨૦ ૨૬ ૨૪ ૨૫ ૨૬
**शैथिल्यं समुपैति सिंधुररिपुः सर्पोऽपि नोत्सर्पति,**
૧ ૨ ૩
**द्राग् दूरादुपयाति दस्युरणभीः सत्यं वचोजल्पताम्॥**

**અર્થઃ**-સત્યવચન બોલનારા પ્રત્યે અગ્નિ શાંત થાય છે,

સમુદ્ર ક્ષોભને ત્યજે છે, રોગોનો સમૂહ નાશ પામે છે, હસ્તિઓની ભયંકર શ્રેણિ તેની સમીપ આવતી નથી, સિંહ શિથિલ થઈ જાય છે, સર્પ પણ તેની નજીક આવતો નથી, તેમજ તેનાથી ચોર અને રણસંગ્રામની બીક તો તુર્ત દૂર ચાલી જાય છે.

૮ ૧૨ ૧૪ ૧૩ ૧૦ ૯ ૧૧
**तस्माद्वैरमुपैति दूरमुरगश्रेणिः सुपर्णादिव,**
૨૧ ૨૨ ૧૬ ૧૮ ૧૭ ૧૫ ૧૯ ૨૦
**क्लेशो नश्यति भास्करादिव तमस्तस्मादकस्माद्भवः ।**
૨૬ ૨૭ ૨૩ ૨૫ ૨૪ ૨૯ ૨૮
**तस्माद्भीस्तुहिनादिवांबुरुहिणी संजायते नश्वरा,**
૨ ૭ ૩ ૧ ૫ ૬ ૪
**सत्योद्गच्छति गीर्यदीयवदनाद् गंगेव गौरीगुरोः॥१४०॥**

**અર્થઃ**-હિમાચળમાંથી જેમ ગંગા, તેમ જેના મુખમાંથી સત્યવાણી નીકળે છે, તેની પાસેથી, ગરૂડથી જેમ સર્પોની શ્રેણિ, તેમ વૈર દૂર જાય છે, તથા સૂર્યથી જેમ અંધકાર, તેમ તેનાથી અકસ્માત્ થએલો કલેશ નાશી જાય છે, અને હિમથી જેમ કમલિની તેમ તેની પાસેથી ભય તો નષ્ટજ થાય છે.

( अदत्तद्वार-वसन्ततिलकावृत्तम् )

१
**अप्रेमपंकरुहिणीपतिपूर्वशैलं,**
२
**धर्मार्थकामकमलाकरशर्वरीशम् ।**

३
स्वर्गापवर्गपुरमार्गनिरोधयोधं,
५ ६ ४
स्तेयं निराकुरुत कीर्तिलताकुठारम् ॥१४१॥

અર્થઃ—અપ્રીતિરૂપી સૂર્યના ઉદયાર્થે પૂર્વાચલ સમાન, તથા ધર્મ અર્થ અને કામરૂપી કમળોના વનને નાશ કરવામાં ચંદ્ર સમાન, અને સ્વર્ગ તથા મોક્ષરૂપી નગરીના માર્ગને રોકવામાં સુભટ બરોબર, તેમજ કીર્તિરૂપી વેલડીને કાપવામાં કુહાડાતુલ્ય એવી ચોરીને, હે પ્રાણીઓ ! તમે દૂરે કરો ?

( शार्दूलविक्रीडितवृत्तम् )

२ ३ १ ४ ५ ६ ८
कीर्तिं हंति खलश्च बालमिलनं माहात्म्यमंगमहा-
७ १० १२ ९ ११ १३ १४
व्याधिर्दुस्तनयः कुलं च विमलं चिंता मनश्चारुताम् ।
१७ १६ १५ १८ १९ २१ २०
स्त्रीशीलं स्मरलंपटश्च कपटः पुण्यं गुणान्नीचता,
२३ २६ २५ २७ २४ २२ ३० ३१ २८ २९
मर्त्यैर्वित्तमदत्तमात्तमिह यैः सर्वं हतं तैरिदम् ॥१४२॥

અર્થઃ—દુર્જન માણસ કીર્તિનો નાશ કરે છે, મૂર્ખ સાથેનો મેળાપ મ્હોટાઈનો નાશ કરે છે, મરકી વિગેરે મ્હોટા રોગો શરીરનો નાશ કરે છે, કુપુત્ર નિર્મળ કુળનો નાશ કરે છે, ચિંતા મનની મનોહરતાનો નાશ કરે છે, કામાતુર થએલો માણસ સ્ત્રીના શીયળનો નાશ કરે છે, કપટ પુણ્યનો નાશ કરે છે, તથા નીચપણું ગુણોનો નાશ

કરે છે, પણ જે માણસોએ આ જગત્માં ચોરી કરીને ધન મેળવ્યું છે, તેઓએ તો ઉપરોક્ત સમગ્ર સદ્ગુણોનો નાશ કર્યો છે એમ જાણવું.

૧૨ ૬ ૧૦ ૧૧ ૯ ૮ ૧૪ ૧૩
**भुक्त्वोग्रविषमं विषं विषभृतां तैः कामितं जीवितं,**
૧૪ ૧૫ ૧૬ ૧૮ ૧૭ ૧૯ ૨૦
**तैरब्धेरतुलं निपीय सलिलं तृष्णाक्षयोऽभीप्सितः ।**
૨૫ ૨૪ ૨૧ ૨૨ ૨૩ ૨૬ ૨૭
**क्षिप्त्वा कुन्तमुखं च तैर्नयनयोः कंडुक्षतिः कांक्षिता,**
૧ ૩ ૨ ૪ ૬ ૫ ૭
**यैरादाय परर्द्धिमात्मसदने पूर्त्तिः श्रियामीहिता ॥१४३॥**

**અર્થ**:-જેઓએ પરનું ધન ચોરીને પોતાના ઘરમાં લક્ષ્મીની પૂર્ણતા ઇચ્છેલી છે, તેઓએ સર્પોનું તીવ્ર ઝેર ખૂબ ભક્ષણ કરીને જીવિતને ઇચ્છયું છે, તેમજ તેઓએ સમુદ્રનું ખૂબ ખારૂં પાણી પીને પોતાની તૃષાનો નાશ ઇચ્છયો છે. તથા તેઓએ ભાલાની અણિ આંખોમાં નાંખીને તેમાંથી ખરજનો નાશ ઇચ્છયો છે.

૧ ૩ ૪ ૨ ૬ ૭ ૫
**स्त्रीणां हार इवातिपीनकुचयोः कांचीव कांचीपदे,**
૮ ૯ ૧૦ ૧૩ ૧૪ ૧૨ ૧૧
**गल्ले पत्रलतेव कज्जलमिवालंकारकृच्चक्षुषोः ।**
૨૪ ૨૫ ૨૩ ૨૧ ૨૬
**रेणुर्भूमिविभूषणं चरणयोः पुण्यात्मनां जायते,-**
૧૭ ૧૯ ૧૮ ૧૫ ૨૦ ૨૨ ૧૬
**ऽन्येषां वित्तमदत्तमत्र जहतां पुंसां प्रशंसापदम् ॥१४४**

**અર્થ**:-સ્ત્રીઓના અતિ કઠિન એવા સ્તનોપર જેમ હાર, કમરપર જેમ કંદોરો, ગાલપર જેમ વલ્લરી એટલે પીલ, તથા આંખોમાં જેમ કાજલ અલંકારરૂપ થાય છે, તેમ પ્રશંસાનો નાશ કરનાર નહિ આપેલા ( અદત્ત ) પરના ધનનો ત્યાગ કરનારા પવિત્ર માણસોના ચરણોની રજ સમગ્ર પૃથ્વીના અલંકારરૂપ થાય છે.

( अनुष्टुब्वृत्तम् )

૨ ૧ ૩ ૪
**अदत्तादानमाहात्म्य,-महो वाचामगोचरम् ।**
૫ ૬ ૮ ૯ ૭
**यदर्थमाददानाना,-मनर्थोऽभ्येति सद्मनि ॥**

**અર્થ**:-કવિ કથન કરે છે કે, અહો ! ! ચોરીનું માહાત્મ્ય વચનોને પણ અગોચર છે, કેમકે, ચોરોનું અર્થ ( ધન ) લેનારાઓના ઘરમાં ઉલટો અનર્થ આવે છે. એ આશ્ચર્ય છે.

૪ ૧ ૨ ૫ ૩ ૮ ૯
**दोर्भ्यां ये जलधेस्तरन्ति सलिलं पद्भ्यां नभः प्रांगणे,**
૭ ૧૦ ૬ ૧૩ ૧૫ ૧૨ ૧૧ ૧૪
**ये भ्राम्यन्ति च वारबाणरहिताः कुर्वन्ति ये चाहवम् ।**
૧૬ ૧૮ ૧૯ ૨૦ ૧૭ ૨૧ ૨૩ ૨૨
**ये दुष्टामटवीमटन्ति पटवस्ते सन्ति संख्यानिगा,-**
૨૯ ૩૦ ૨૬ ૨૭ ૨૫ ૨૪ ૨૮
**स्ते केचिच्चलचक्षुषां परिचयैश्चित्तं यदीयं शुचि ॥૧૪૩॥**

**અર્થ**:-જેઓ બન્ને હાથેથી સમુદ્રના પાણીને તરે છે, તથા જેઓ આકાશમાં પગોથી ભ્રમણ કરે છે, તેમજ જેઓ

બખ્તર અને બાણોવિના રણસંગ્રામ કરે છે, અને જેઓ ચાલાક થયા થકા ભયંકર જંગલમાં ભટકે છે, એવાતો અસંખ્યાતા માણસો છે, પણ જેઓનું ચિત્ત ચલાયમાન ચક્ષુઓવાળી સ્ત્રીઓના પરિચયથી પણ પવિત્ર રહેલું છે, એવા તો વિરલાજ હોય છે.

૧ ૩ ૨ ૪ ૫ ૭ ૮ ૬
**खद्योतैरिव भानुमाँश्च भषणैः कुंभीव जंभद्विषः,**
૯ ૧૧ ૧૦ ૧૩ ૧૪ ૧૫ ૧૨
**सारंगैरिव केसरी मखभुजां भर्तेव दैत्यव्रजैः ।**
૧૮ ૧૯ ૧૭ ૧૬ ૨૦ ૨૧ ૨૩ ૨૨
**सौपर्णेय इवोरगैश्च मरुतां स्तोमैरिवस्वर्गिरि,-**
૨૬ ૨૪ ૨૭ ૨૫ ૨૯ ૨૮ ૩૦
**र्न स्त्रीभिर्विभिदे यदीयहृदयं शूराय तस्मै नमः॥१४७॥**

અર્થ:—પતંગીઆઓથી જેમ સૂર્ય, કુતરાઓથી જેમ ઇંદ્રનો હસ્તિ, હરિણોથી જેમ કેસરી સિંહ, દૈત્યોના સમૂહોથી જેમ ઇન્દ્ર, સર્પોથી જેમ ગરૂડ તથા પવનના સમૂહોથી જેમ મેરૂપર્વત, તેમ જેનું હૃદય સ્ત્રીઓથી ભેદાયું નથી, તેવા શૂરવીર પુરૂષ પ્રત્યે નમસ્કાર થાઓ ?

૨ ૧ ૩ ૬ ૫ ૭ ૪
**गुह्यं दुर्जनचेतसीव सलिलं मूर्ध्नीव धात्रीभृतो,**
૮ ૧૦ ૯ ૧૩ ૧૨ ૧૧ ૧૪
**युद्धोर्व्यामिव कातरः कलिमलः स्वांते सुसाधोरिव ।**
૧૭ ૧૬ ૧૮ ૧૫ ૨૫ ૨૪ ૨૦
**दौर्गत्यं धरणीरुहीव मरुतां भेजे न चेतोंबुजे,**
૨૩ ૧૯ ૨૧ ૨૨ ૨૭ ૨૬ ૨૮
**स्थैर्यं यस्य मृगीदृशां विलसितं धन्याय तस्मै नमः॥१४८**

અર્થઃ—દુર્જનના ચિત્તમાં જેમ ગુપ્ત વાત, પર્વતના શિખરપર જેમ પાણી, સમરાંગણમાં જેમ કાયર, ઉત્તમ મુનિના મનમાં જેમ ક્લેશનો મેલ, તથા દેવતાઓના વૃક્ષમાં એટલે કલ્પવૃક્ષ માં જેમ દુર્ગતિપણું સ્થિર રહેલું નથી, તેમ જેના ચિત્તરૂપી કમળમાં સ્ત્રીઓનો વિલાસ સ્થિર રહેલો નથી, એવા ધન્યવાદને પાત્ર પુરૂષ પ્રત્યે નમસ્કાર થાઓ ?

( इन्द्रवज्रावृत्तम् )

**भ्रूभंगभोगैर्लसदंतराले,-र्नैणीदृशां देहसदर्पसर्पैः ।**
**सद्ध्यानदीपः समियाय शांतिं, तस्मै नमः संयमि-**
**कुंजराय ॥१४९॥**

અર્થઃ—અન્દર ઉલ્લસાયમાન થતા ભ્રકુટીના ભંગરૂપી ફણવાળા, સ્ત્રીઓના શરીરરૂપી ઉન્નત સર્પોએ કરીને, જેનો ઉત્તમ ધ્યાનરૂપી દીપક ઠરી ગએલો નથી, એવા સંયમીઓમાં હસ્તિ સમાન પુરૂષ પ્રત્યે નમસ્કાર થાઓ ?

परिग्रहद्वार-( शार्दूलविक्रीडितवृत्तम् )

**भूयोभारभराभिभूततरणी वार्द्धाविवोद्भीषणे,**
**संसारे सपरिग्रहा तनुजुषां राजिर्निमज्जत्यघः ।**
**तत्कांक्षन्ति परिग्रहं जपतपश्चारित्रपावित्र्यश्री-**

१४ १५ १६ १८ १२ १३
**शुक्लध्यानविधौ विधुंतुदममुं मोक्तुं विमुक्तौ रताः॥१६०**

**અર્થઃ**-ભયંકર સમુદ્રમાં ઘણા ભારના સમૂહથી ડુબુ ડુબુ થએલા વ્હાણની માફક, આ સંસારમાં પરિગ્રહયુક્ત, માણસોની શ્રેણિ નીચે નીચે એટલે નરકાદિક ગતિમાં ડુબે છે; તેથી મુક્તિરૂપી સ્ત્રીમાં આસક્ત થએલા પ્રાણીઓ જપ, તપ, ચારિત્ર, પવિત્રતા, બુદ્ધિ, અને શુદ્ધ ધ્યાનરૂપી ચન્દ્રને ગ્રસવામાં રાહુ સમાન તે પરિગ્રહને છોડવાને ઇચ્છે છે.

( उपजातिवृत्तम् )

१ २ ३ ४
**प्रद्वेषबंधुः कलहैकसिंधुः, प्रमादपीनः कुमताध्वनीनः।**
५ ६ ८ ७ ९ १०
**औद्धत्यहेतुर्धृतिधूमकेतुः, परिग्रहोऽयं दुरितद्रुतोऽस्ति॥**

**અર્થઃ**-દ્વેષના બંધુ સમાન, કલેશના સમુદ્ર તુલ્ય, પ્રમાદથી પુષ્ટ થએલો, કુમતમાં દોરી જનારો, ઉદ્ધતપણાના હેતુરૂપ, તથા ધીરજ પ્રત્યે ધૂમકેતુ સમાન, આ પરિગ્રહ પાપોથી ઉપદ્રવયુક્ત થએલો છે.

५ ६ ७
**पित्रोरुपास्तिं सुकृतानुशास्तिं,**
८ ९ १० ११
**प्राज्ञैः प्रसंगं गुणवत्सु रंगम्।**
१
**परिग्रहप्रेरितचित्तवृत्ति-**
१२ ३ ४ २
**र्जहाति चैतन्यमिव प्रमीतः॥ १६२॥**

**અર્થ**:-મૃત્યુ પામેલો પ્રાણી જેમ ચૈત્યન્યને, તેમ પરિગ્રહથી પ્રેરાએલી છે ચિત્તની વૃત્તિ જેની, એવો માણસ માબાપની સેવાને, પુણ્યોની શિખામણને, વિદ્વાનો સાથેના સંગને, અને ગુણવાનો પ્રત્યેના ચિત્તાભિલાષને પણ ત્યજે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

४ १ २ ३ ८ ५ ६ ७
**नाऽऽदित्यादपरः प्रतापनपटुर्नाब्धेः परस्तोयवान्,**
१३ १४ ११ १० ९ १२ १७ १८ १५ १६
**नैवान्यः पवमानतश्च चटुलो दुष्टो न मृत्योः परः ।**
२२ २३ १९ २० २१ २६ २४ २७ २५
**नैवाग्नेरितरः क्षुधाक्षुभितधीश्चोरः स्मरान्नेतरो,**
२९ ३४ ३० ३१ ३२ २८ ३३
**दोषाढ्यान्न परिग्रहात्परमघस्थानं तथा सर्वथा ॥१६३॥**

**અર્થ**:-જેમ સૂર્યથી બીજો કોઇ પ્રતાપી નથી, સમુદ્રથી બીજો કોઇ પાણીવાળો નથી, પવનથી બીજો કોઇ ચંચળ નથી, મૃત્યુથી બીજો કોઇ દુષ્ટ નથી, અગ્નિથી બીજો કોઇ ભુખાવરો નથી, તથા કામદેવથી જેમ બીજો કોઇ ચોર નથી, તેમ દૂષણોથી ભરેલા એવા પરિગ્રહથી બીજું કોઇપણ પાપોનું સ્થાન નથી.

४ ५ २ ३ १
**धर्मध्यानमधीरयँस्तरुमिव प्रोत्सर्पिकल्पाऽनिलः,**
९ ७ ८ ६ १० ११
**प्रीतिं पंकजिनीमिव द्विपपतिर्निर्मूलमुन्मूलयन् ।**
१५ १२ १४ १५ १३ १६
**प्रावीण्यं च पयोजिनीपतिमिव स्वर्भाणुराच्छादयन्,**

२१ २२ १७ २० १९ १८
**श्लाघामेति परिग्रहः किमु कदा कादंबरीपानवत्॥१९४**

**અર્થ:**-ઉલ્લાસાયમાન થતો એવો કલ્પાંત કાળનો પવન જેમ વૃક્ષને, તેમ ધર્મધ્યાનને ચલિત કરતો, મહોન્મત્ત હસ્તિ જેમ કમલિનીને, તેમ પ્રીતિને મૂળમાંથી ઉખેડી નાંખતો, તથા રાહુ જેમ સૂર્યને, તેમ પંડિતાઈને આચ્છાદિત કરતો, એવો પરિગ્રહ, મદિરાના પાનની માફક કોઈપણ વખતે શું પ્રશંશાને પામે છે ? અર્થાત્ નથી પામતો.

गुणद्वार-( उपजातिवृत्तम् )

१ ३ २ ४
**तुंबेषु चापेषु च मौक्तिकेषु,**
५ ६ ७
**गुणाधिरोपान्महितामुदीक्ष्य ।**
१५ ९ ११ १०
**कार्यः कदर्यैरिव कांचनेषु,**
१४ १२ १३ ८
**यत्नो गुणेष्वेव मनस्विमान्यैः ॥ १९५ ॥**

**અર્થ:**-તુંબડાંઓમાં, ધનુષોમાં, અને મોતીઓમાં ગુણના એટલે દોરાના આરોપણથી થતા મહિમાને જોઈને, લોભી માણસો જેમ દ્રવ્યોમાં, તેમ પંડિતોમાં અગ્રેસર માણસોએ ગુણોમાંજ પ્રયત્ન કરવો.

१ २ ३
**दौर्जन्यसज्जे मनुजे वसन्तो,**
४ ७ ६ ८ ५
**गुणा भवेयुर्नहि गौरवाय ।**

११ १२
गुणाऽधिरोपः परपीडनाय,
१३ १४ ९ १० १५ १६ १७
कदापि चापेष्विव किं न दृष्टः ॥ १५६ ॥

અર્થઃ-દુર્જનતાથી ભરેલા મનુષ્યમાં રહેલા ગુણો પણ ગૌરવપણા માટે થઈ શકતા નથી, કેમકે, ધનુષ્યોમાં રહેલો ગુણનો એટલે દોરીનો આરોપ-પરની પીડા માટે થાય છે, એવું, હે પ્રાણી? તેં શું કોઇ દિવસ જોયું નથી?

( मन्दाक्रान्तावृत्तम् )

२ ३ ४ ५ १
वेषक्लृप्तिर्विशदवसनादेव साध्याऽतिमेध्या,
८ ६ ९ १० ११ ७
विद्या हृद्या स्वमतिविभवादेवलभ्यातिसभ्या ।
१४ १८ १२ १५ १६ १७ १३
वित्तावाप्तिर्भवति च बहोरुद्यमादेव दिव्या,
१९ २२ २१ २०
वस्त्रप्रज्ञोद्यमपरिचयैः प्राप्यते नो गुणौघः ॥ १५७ ॥

અર્થઃ-અતિ પવિત્ર એવી વેષની રચના નિર્મળ વસ્ત્રથીજ થઇ શકે છે, તેમ મનોહર અને શોભનિક એવી વિદ્યા પોતાની બુદ્ધિના વૈભવથીજ મળી શકે છે, અને દિવ્ય એવી ધનની પ્રાપ્તિ અત્યંત ઉદ્યમ કરવાથીજ થાય છે, પણ તે વસ્ત્ર, બુદ્ધિ અને ઉદ્યમના પરિચયોથી ગુણોનો સમૂહ પ્રાપ્ત થઈ શકતો નથી.

( इन्द्रवज्रावृत्तम् )

२ ३ ४
पाषाणखंडान्यपि मौक्तिकानि,
१ ५
यत्संक्रमाल्लोलविलोचनानाम् ।
६ ७
वक्षःस्थलेऽलंकरणीभवन्ति,
८ ९ ११ १०
तेषां गुणानां महिमा महीयान् ॥ १५८ ॥

અર્થઃ—જે ગુણના એટલે દોરીના સંક્રમણથી, ચપળ નેત્રવાળી એટલે સ્ત્રીઓના હૃદયસ્થળમાં પાષાણના ટુકડાઓ પણ મોતીરૂપે થઇ આભૂષણ તરીકે થાય છે, તેવા ગુણોનો મહિમા મ્હોટોજ છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

९ ७ ८
जातिः शारदशर्वरीवररुचां सौंदर्यसंहारिणी,
११ १०
बुद्धिर्बहुसमानवाङ्मयसरिन्नाथप्रमाथाद्रिराट् ।
१४ १३ १२
रूपं दर्पकदर्पसर्पफणभृत्प्रत्यर्थितुल्यं पुन,-
६ ४ ५ १५ १ २ ३
स्[illegible]भाजनं भवति नो यादृग्गुणानां गणः ॥१५९॥

અર્થઃ—જેવો ગુણોનો સમૂહ ગૌરવના ભાજનરૂપ થાય છે, તેવી, શરદઋતુના ચન્દ્રની કાંતિઓની સુંદરતાને હરનારી જાતિ પણ થતી નથી, તેમ અલ્પ એવા વિદ્યારૂપ સમુદ્રને

મંથન કરવામાં મંથાચલ સમાન બુદ્ધિ પણ થતી નથી, અને કામદેવના અહંકારરૂપી સર્પને ગરૂડ સમાન એવું રૂપ પણ તેવી રીતના ગૌરવના ભાજનરૂપ થતું નથી.

वैराग्यद्वार.

१ ३ २ ४ ७ ६
ग्रामीणेष्विव नागरोऽर्ककुसुमस्तोमेष्विवालिर्युवा,
९ ८ १४ १३ ११ १२ १०
मातंगो मरुमेदिनीष्विव मृगो दग्धेषु दावेषु च ।
१६ १५ १७ १८ २० १९
चक्रश्चंदिरदीधितिष्विव शमीगर्भेष्विवांभश्चरो,
२६ २४ २५ २७ २२ २१ २३
नो भोगेषु रतिं करोति हृदयं वैराग्यभाजां क्वचित् ॥

અર્થ:-ગામડીઆઓમાં જેમ નગરનો રહેવાસી, આકડાના પુષ્પોમાં જેમ યુવાન ભમરો, મારવાડની ભૂમિઓમાં જેમ હસ્તિ, દાવાનળથી બળી ગએલા વનોમાં જેમ હરિણ, ચન્દ્રના કિરણોમાં જેમ ચક્રવાક તથા અગ્નિમાં જેમ જળચર પ્રાણી, તેમ વૈરાગ્યવંત માણુસોનું હૃદય કોઈપણ ભોગોને વિષે આનંદને મેળવતું નથી.

३ ९ ८ ४ ५ ७ ६
यद्वांछंति न दुर्भगामिव वधूं प्रोत्तुंगपीनस्तनीं,
१० १७ १६ ११ १२ १५ १३ १४
यत्त्विद्यंति न तस्करैरिव सदा मुत्सुंदरैः सोदरैः ।
२४ १७ १८ १९ २० २३ २१ २२
नो मुह्यंति च पन्नगेष्विव मणीहारेष्वपारेषु च,
१ २ २६ २७
योगोद्योगनियोगिनः प्रशमिनस्तत्साम्यलीलायितम् ॥

અર્થ:-યોગના ઉદ્યોગમાં જોડાએલા સમતાવંત માણુસો, જે, દુર્ભાગિણીની માફક, ઉંચા અને કઠીન સ્તનોવાળી સ્ત્રીને પણ ઇચ્છતા નથી, તથા ચોરો સાથે જેમ, તેમ હમેશાં હર્ષવંત ભાઇ સાથે પણ સ્નેહ કરતા નથી, અને સર્પોમાં જેમ તેમ ઘણા એવા મણિઓના હારોમાં પણ જે મોહ પામતા નથી, તે સમગ્ર સમતાનું એટલે વૈરાગ્યનું માહાત્મ્ય છે.

यत्संसारसरोजसोमसदृशं यद्दंभदीपद्युतौ,
सर्पः सूर्पकशत्रुदर्पदलने यच्चंद्रचूडामणिः ।
यत[illegible]दनं यत्साम्यसंजीवनं
वैराग्यं लसदात्मने प्रियसुहृत्तद्देहि देहिप्रियम् ॥१६२॥

અર્થ:-જે વૈરાગ્ય સંસારરૂપી કમળને નષ્ટ કરવામાં ચંદ્ર સમાન છે, કપટરૂપી દીપકની કાંતિને દૂર કરવામાં સર્પ તુલ્ય છે, કામદેવના અહંકારને દળવામાં મહાદેવ સરખો છે, ઉત્તમ બુદ્ધિરૂપી સ્ત્રીને ક્રીડાગૃહ સમાન છે, સમતાને જીવાડનારો છે, આત્માપ્રત્યે પ્રિય મિત્ર તુલ્ય છે, તથા જે વૈરાગ્ય પ્રાણીઓને હિતકારી છે, એવો વૈરાગ્ય મ્હને આપો ?

( स्रग्धरावृत्तम् )

यत्कांताकेलिकुंडं यदमृतमधुरे भोजने भग्नभावं,

७ ८ ९ १० ११ १२
यन्माल्यामोदमंदं यदघननिनदे वाद्यवृंदे सनिद्रम् ।
१३ १४ १५ १६ १७ १८
यत्सद्रूपस्वरूपे क्षणसुखविमुखं यत्क्षणे क्षीणकांक्षं,
१९ २० २१ २३ २२ २४ २५ २६
यच्चित्ते वीतवांछं हृदयमिदमभूत्तद्विरक्तत्वचिन्हम् ॥

**અર્થઃ**-પ્રાણીઓનું હૃદય જે સ્ત્રીઓની ક્રીડામાં કુંઠિત થયું છે, અમૃત તુલ્ય મધુર ભોજનમાં ભાવ રહિત થએલું છે, પુષ્પોની સુગંધિમાં મંદ થએલું છે, ઉત્તમ નાદોવાળા વાજીંત્રોના સમૂહમાં ઉત્કંઠા વિનાનું થયું છે, ઉત્તમ રૂપને જોવામાં મળતા ક્ષણિક સુખથી વિમુખ થએલું છે, મહોત્સવમાં વાંછા રહિત થયું છે, તથા ધનમાં પણ જે ઇચ્છા રહિત થયું છે, તે સમગ્ર વૈરાગ્યપણાનાં ચિહ્ન છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

१ २ ३ ४ ५ ६
हेमंते हिमवातवेल्लितवने वस्त्रैर्विनायत्स्थिति,-
८ ९ ११ ७ १०
ग्रीष्मे भीष्मखरांशुकर्कशरजःपुंजेषु शय्या च यत् ।
१६ १३ १४ १५ १७ १२ १९ २०
यद्वर्षासु गिरेर्गुहासु वसतिश्चैकाकिनां योगिनां,
१८ २१ २२ २३
तद्दुर्ध्याननिबंधनैरविजितं वैराग्यविस्फूर्जितम् ॥१६४

**અર્થઃ**-હેમંત ૠતુમાં ઠંડા વાયુથી ભરેલા વનમાં વસ્ત્રો-વિના જે સ્થિતિ, ગ્રીષ્મ ૠતુમાં પ્રચંડ સૂર્યના કીરણોથી

તપેલી રેતીના ઢગલાપર જે શયન કરવું, તથા વર્ષાઋતુમાં પર્વતની ગુફાઓમાં જે રહેવું, તે સમગ્ર એકાકી રહેતા યોગીઓનું દુર્ધ્યાનના નિબંધનોથી નહિ જીતાએલું એવું વૈરાગ્યનુંજ મહાત્મ્ય છે.

### વિવેકદ્વાર.

१ २ ३ ४ ५ ६ ७
**काव्यानां करणैः कृतं सुरुचिरैर्वाचां प्रपंचैः सृतं,**
९ ८ १४ १० १२ १३ ११
**पूर्णं बाहुबलैरलं च तपसां पूरैः प्रसिद्ध्यंकुरैः ।**
१७ १६ १९ १८ १५
**एकश्छेकजनप्रमोदविपणिः सेव्यो विवेकः सखे,**
२५ २० २१ २२ २४ २३ २७ २६ २८
**सर्वा येन विनेन्दुनेव रजनिः श्रेणिर्गुणानां मुधा ॥१६९॥**

અર્થઃ—હે મિત્ર ? કાવ્યો કરવાથી સર્યું; મનોહર વચનોના પ્રપંચોથી સર્યું, ભુજાના બળોથી સર્યું તથા કીર્તિના અંકુરા સમાન તપોના સમૂહોથી પણ સર્યું; પણ ફક્ત એક ઉત્તમ માણસોના હર્ષની દુકાન સમાન વિવેકજ સેવવો; કેમકે તે વિવેકવિના, ચન્દ્રવિના જેમ રાત્રિ, તેમ તે ગુણોની સમગ્ર શ્રેણિ ફોગટજ છે.

१ २ ३ ५ ४
**यस्मिन् रम्यरुचेर्यशःकुमुदिनीभर्तुर्भवेत्संभवः,**
११ ९ ६ १० ८ १२ ७
**संप्राप्तैर्विबुधेश्वरैरिह गर्वा यः सेव्यते रत्नभूः ।**

૧૪ ૧૫ ૧૬ ૧૩ ૧૭
**येनोद्यत्कतिहारिणी गुणमणिश्रेणिश्च विश्राण्यते,**
૨૫ ૨૨ ૨૦ ૨૧ ૧૮ ૨૪ ૨૩ ૧૯
**दत्ते कस्य हरेरिवैष न रमां वैदग्ध्यदुग्धोदधिः ॥१६६॥**

**અર્થઃ**—જે વિવેકરૂપી ક્ષીર સમુદ્રમાં મનોહર કાંતિવાળા યશરૂપી ચન્દ્રની ઉત્પત્તિ થાય છે, તથા રત્નની ભૂમિરૂપ જે વિવેકરૂપી સમુદ્ર મહાન પંડિતોએ કરીને એટલે ઇન્દ્રોએ કરીને કીર્તિની એટલે પાણીની પ્રાપ્તિ માટે સેવાય છે, તથા જેનાથી ઉત્પન્ન થતી કેટલાક મનોહર ગુણોરૂપી મણિઓની શ્રેણિ મેળવી શકાય છે, એવો તે વિવેકરૂપી ક્ષીર સમુદ્ર, વિષ્ણુની માફક કેને લક્ષ્મી આપતો નથી? અર્થાત્ સર્વને આપે છે.

૯ ૧૦ ૭ ૮ ૧૩ ૧૪ ૧૧ ૧૨ ૧૫
**वैराग्यं सुभगं तदेव यशसां राशिः स एवोल्लसन्,**
૧૯ ૧૭ ૧૮ ૨૦ ૧૬ ૨૨ ૨૩ ૨૧ ૨૪ ૨૫
**स्फूर्तिः सैव शुभा च सैव च गुणश्रेणिर्मनोहारिणी ।**
૨૮ ૨૯ ૨૬ ૨૭ ૩૨ ૩૩ ૩૦ ૩૧ ૩૪
**ध्यानं धन्यतमं तदेव वचसामोघस्स एवानघ,-**
૧ ૨ ૩ ૫ ૪ ૬
**स्तारास्विंदुरमंदभंदभवनं यत्रौचिती चंचति ॥१६७॥**

**અર્થઃ**—તારાઓમાં જેમ ચન્દ્ર, તેમ અત્યંત પૂજાના સ્થાનરૂપ એવો જેમાં વિવેક શોભી રહ્યો છે, તેજ વૈરાગ્ય મનોહર જાણવો, તેજ યશોનો સમૂહ ઉલસાયમાન જાણવો,

તેજ કીર્તિ શુભ જાણવી, તેજ ગુણોની પંક્તિ મનોહર જાણવી, તેજ ધ્યાનને વધારે ધન્ય જાણવું, તથા તેજ વચનનો સમૂહ પણ નિર્મળ જાણવો.

૨ ૧ ૩ ૪ ૬ ૫
धर्मांशुर्ग्रहधोरणीष्विव करिव्रातेष्विवैरावणः,
૮ ૭ ૯ ૧૦ ૧૨ ૧૧
कल्पद्रुः पृथिवीरुहेष्विव फणिश्रेणिष्विवाहीश्वरः ।
૧૪ ૧૩ ૧૫ ૧૬ ૧૮ ૧૭
स्वःशैलो धरणीधरेष्विव हयस्तोमेष्विवोच्चैःश्रवा,
૨૪ ૧૯ ૨૩ ૨૦ ૨૧ ૨૨
भाति ख्यातिगृहं गुणेषु विलसन्नेको विवेकोदयः॥१६८

અર્થઃ-ગ્રહોની શ્રેણિઓમાં જેમ સૂર્ય, હસ્તિઓનાં ટોળાંઓમાં જેમ ઐરાવણ, વૃક્ષોમાં જેમ કલ્પવૃક્ષ, સર્પોની શ્રેણિઓમાં જેમ શેષનાગ, પર્વતોમાં જેમ મેરૂ, તથા ઘોડાઓના સમૂહોમાં જેમ ઉચ્ચૈઃશ્રવા એટલે ઇન્દ્રનો ઘોડો, તેમ કીર્તિના સ્થાન તુલ્ય તથા ઉલસાયમાન થતો એક વિવેકનોજ ઉદય સમગ્ર ગુણોમાં શોભે છે.

૧ ૨ ૪ ૩
यस्माद्याचकलोककोकरुचिमानर्थः समर्थोदयः,
૭ ૫ ૬
कामश्चेंद्रियचित्तवृत्तितटिनीप्रोत्कर्षवर्षागमः ।
૧૦ ૮ ૯ ૧૨ ૧૧
धर्मश्च त्रिदिवापुनर्भवभवः प्रादुर्भवत्यंजसा,
૧૪ ૧૩ ૧૭ ૧૮ ૧૬ ૧૫
न्यायोऽयं मुदमातनोतु महतामौचित्यचिंतामणिः॥१६९

અર્થ:—જે વિનયરૂપી ચિંતામણિ રત્નથી, યાચક લોકરૂપી ચકોર પ્રત્યે ચન્દ્ર તુલ્ય, તથા સમર્થ ઉદયવાળો અર્થ ઉત્પન્ન થાય છે. તથા ઈન્દ્રિય અને ચિત્તની વૃત્તિરૂપી નદીને ઉલ્લાસાયમાન કરવા સારૂં વરસાદના આગમ રૂપ કામ ઉત્પન્ન થાય છે, તથા દેવગતિ અને મોક્ષરૂપી ધર્મ જેથી તુર્ત ઉત્પન્ન થાય છે, એવું આ વિવેકરૂપી નવું ચિંતામણિ રત્ન મહાન્ પુરૂષોના આનંદને વિસ્તારો?

૨ ૧ ૪ ૩ ૫ ૬
**भक्तिस्तीर्थकृतां नतिः प्रशमिनां जैनागमानां श्रुतिः,**
૯ ૮ ૭ ૧૧ ૧૦
**मुक्तिर्मत्सरिणां पुनः परिचितिर्नैपुण्यपुण्यात्मनाम् ।**
૧૨ ૧૩ ૧૫ ૧૪
**अन्येषां गुणसंस्तुतिः परिहृतिः क्रोधादिविद्वेषिणां,**
૧૬ ૧૭ ૧૯ ૧૮ ૨૦ ૨૨ ૨૧
**पापानां विरती रतिःस्वसुदृशामेषा गतिर्धर्मिणाम् ॥**

અર્થ:—તીર્થંકરોની ભક્તિ, મુનિઓને નમસ્કાર, જૈન સિદ્ધાંતોનું શ્રવણ, મત્સરીઓનો ત્યાગ, ડાહાપણથી પવિત્ર થએલા માણસોનો સંગ, પરના ગુણોની સ્તુતિ, ક્રોધાદિ ભાવવૈરીઓનો પરિહાર, પાપોની વિરતિ, તથા પોતાની સ્ત્રીપ્રત્યે પ્રેમ, એવી રીતનું લક્ષણ ધર્મી માણસોનું છે.

૧ ૨ ૪ ૩ ૫ ૬
**सौजन्यं जनकः प्रसूरुपशमस्त्यागादरः सोदरः,**
૮ ૭ ૧૦ ૯ ૧૨ ૧૧
**पत्नी पुण्यमतिः सुहृद् गुणगणः पुत्रस्त्रपासंगमः ।**

૧૩ ૧૪ ૧૬ ૧૫ ૧૭ ૧૯ ૧૮ ૨૦
**नैर्दंभ्यं भगिनी दया च दुहिता प्रीतिश्च मातृस्वसा,**
૨૨ ૨૪ ૨૧ ૨૬ ૨૩ ૨૫
**सांद्रानंदघटं कुटुंबकमिदं प्राहुः सतां धीधनाः ॥१७१॥**

**અર્થઃ**–સજ્જનતારૂપી પિતા, શાંતતારૂપી માતા, દાનના આદરરૂપી ભાઇ, પુણ્યની બુદ્ધિરૂપી સ્ત્રી, ગુણોના સમૂહ-રૂપી મિત્ર, લજ્જાના સંગરૂપી પુત્ર, નિર્દંભતારૂપી બ્હેન, દયારૂપી દીકરી, તથા પ્રીતિરૂપી માસી, એવી રીતનું આનંદના સમૂહરૂપ સજ્જનોનું કુટુંબ બુદ્ધિવાનો કહે છે.

( इन्द्रवज्रावृत्तम् )

૨ ૧ ૩ ૪
**अर्चार्हतां संयमिनां नमस्या,**
૬ ૫ ૮ ૭
**संगः सतां संश्रुतिरागमानाम् ।**
૧૦ ૯ ૧૨ ૧૧
**दानं धनानां करुणांगभाजां,**
૧૫ ૧૩ ૧૬ ૧૭ ૧૪
**मार्गोऽयमार्यैरुदितः शिवस्य ॥ १७२ ॥**

**અર્થ**:–અરિહંત પ્રભુઓની પૂજા, સંયમધારીઓને નમસ્કાર, સજ્જનોનો સંગ, આગમોનું શ્રવણ, દ્રવ્યોનું દાન, તથા પ્રાણિઓની દયા એવી રીતનો મોક્ષ માર્ગ ઉત્તમ માણસોએ કહેલો છે.

( उपजातिवृत्तम् )

विस्फूर्तिमत्कीर्तिरनिंद्यविद्या,
समृद्धिरिद्धा रमणीयरूपम् ।
सौभाग्यसिद्धिर्विमलं कुलं च,
फलानि धर्मस्य षडप्यमूनि ॥ १७३ ॥

અર્થ:-સ્ફુરાયમાન થતી કીર્તિ, પવિત્ર વિદ્યા, વૃદ્ધિ પામેલી સંપદા, મનોહર રૂપ, સૌભાગ્યની સિદ્ધિ તથા નિર્મળ કુળ, એ છએ ધર્મનાં ફળો છે.

सौहार्ददृष्टिः सुकृतैकपुष्टिः,
परोपकारः करुणाधिकारः ।
विवेकयोगः समताभियोगः,
संतोषवृत्तिः कृतिनां प्रवृत्तिः ॥ १७४ ॥

અર્થ:-મિત્રતાવાળી દૃષ્ટિ, પુણ્યની પુષ્ટિ, પરનો ઉપકાર, દયાળુપણું, વિવેકનો સંયોગ, સમતાનું ધારવું, અને સંતોષવૃત્તિ એટલી પુણ્યશાળીઓની પ્રવૃત્તિ છે.

१ २ ३ ४
ज्ञानी विनीतः सुभगः सुशीलः,
५ ६
प्रभुत्ववान्न्यायपथप्रवृत्तः ।
८ ७ १० ९
त्यागी धनाढ्यः प्रशमी समर्थः,
१२ १३ ११ १४ १५
पंचाप्यमी भूमिषु कल्पवृक्षाः ॥ १७८ ॥

અર્થઃ-જ્ઞાની થઇને વિનયી, સૌભાગ્યવાળો થઇને ઉત્તમ શીળધારી, હોદ્દેદાર થઈને ન્યાય માર્ગે ચાલનારો, ધનાઢ્ય થઇને દાનેશ્વરી, તથા સત્તાવાન્ થઈને શાંત સ્વભાવવાળો, એ પાંચે આ જગત્‌માં કલ્પવૃક્ષો સમાન છે.

१ २ ३ ४
दुःस्थोऽपि यः पातकभीतचेता,
५ ६ ७ ८
युवापि यो मारविकारहीनः ।
९ १० ११ १२ १३
आढ्योऽपि यो नीतिमतां धुरीण,
१५ १६ १४ १७
त्रयोऽप्यमी देवनदीप्रवाहाः ॥ १७९ ॥

અર્થઃ-દરિદ્રી એટલે ધનહીન છતાં પણ જેનું ચિત્ત પાપોથી ડરે છે, તથા યુવાન છતાં પણ જે કામદેવના વિકારથી રહિત છે, અને સર્વ વાતે સમર્થ છતાં પણ જે ન્યાયીઓમાં અગ્રેસર છે, એ ત્રણે દેવનદીના એટલે ગંગાના પ્રવાહ સમાન પવિત્ર છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

वृत्तिर्नीतिमती रमा च परमा शश्वद्विनीताः सुता,
बंधुर्बंधुरधीर्मतिः स्मृतिमती वंशः प्रशंसास्पदम् ।
वीर्यं वर्यतरं वचश्च मधुरं मूर्तिश्च विस्फूर्तिभाक्,
सानंदं विदुरैरिदं निगदितं धर्मस्य लीलायितम् ॥१७७

અર્થ:-નીતિયુક્ત વૃત્તિ, ઉત્કૃષ્ટ શોભાવાળી સ્ત્રી, હમેશાં વિનય કરનારા પુત્રો, મનોહર બુદ્ધિવાળો ભાઈ, યાદદાસ્તીવાળી બુદ્ધિ, પ્રશંસાયોગ્ય વંશ, અતિ ઉત્તમ વીર્ય એટલે શક્તિ, મધુર વચન, તથા દેદીપ્યમાન મૂર્તિ તે સમગ્ર ધર્મનો મહિમા છે, એમ પંડિતોએ આનંદ સહિત કથેલું છે.

शास्त्रैः शास्त्रवतां बलैर्बलभृतां श्रीभिःश्रिया शालिनां,
शीलैः शीलजुषां गुणैर्गुणजुषां धीभिश्च धीमालिनाम् ।
सर्वेषां गुरुरस्त्यमी मम पुनर्मत्वेति येषां व्यधा,-
द्विश्वानंदकरीं जगद्गुरुरिति ख्यातिं हुमाऊसुतः॥१७८

तेषां [illegible]कैलासशैलोल्लसत्,-

**कीर्तिस्फीतमरीचिमंडितदिशां प्रौढप्रतिष्ठास्पृशाम् ।**
**सूरीणां मुनिहीरहीरविजयाह्वानां शिवश्रीमतां,**
**राज्ये राजिनि विज्ञहेमविजयः सूक्तावलिं निर्ममे॥१७०.**

અર્થ:—શીળોએ કરીને સર્વે શીળધારીઓના, ગુણોએ કરીને ગુણવાનોના તથા બુદ્ધિએ કરીને બુદ્ધિવાનોના આ ગુરૂ શ્રેષ્ઠ છે, અને મ્હારા પણ ગુરૂ છે, એમ માનીને હુમાયુના પુત્રે એટલે અકબર બાદશાહે " આ જગતના ગુરૂ છે " એવી રીતની જગત્માં આનંદ કરનારી જેઓની પ્રખ્યાતિ કરેલી છે, એવા તથા ચંદન, ચન્દ્ર, મોતી, વિકાસી-કમળ, તથા કૈલાસ પર્વત સમાન ઉલસાયમાન થતી જે કીર્તિ, તેના દેદીપ્યમાન કિરણોથી મંડિત કરેલી છે દિશાઓને જેઓએ એવા ઉત્કૃષ્ટ કીર્તિવાળા તથા શિવશ્રીવાળા અને મુનિઓમાં હીરા સમાન, એવા શ્રી હીરવીજય સૂરિ મહારાજના મનોહર રાજ્યમાં એટલે સમયમાં પંડિત શ્રી હેમવિજય ગણિએ આ " કસ્તુરી પ્રકરણ " નામની સૂક્તાવલી રચી છે.

( मालिनीवृत्तम् )

**कमलविजयसंज्ञप्राज्ञपारींद्रपाद,-**
**हृयकमलविलासे भृंगतां संगतेन ।**

**रसिकजनविनोदारचिता सूक्तिमाला,**

**श्रियमयतु जनानां कंठपीठे लुठंति ॥१८०॥**

**અર્થ**:-કમળવિજયજી ગણિ નામના મહાપંડિત ગુરૂના બન્ને ચરણોરૂપી કમળના વિલાસપ્રત્યે ભ્રમરતુલ્ય થએલા એવા શ્રી હેમવિજય ગણિજીએ બનાવેલી તથા માણસોને વિનોદ આપનારી આ "સૂક્તિમાળા" લોકોના કંઠસ્થળમાં રહી થકી લક્ષ્મીને આપો ?

( वसन्ततिलकावृत्तम )

**सत्सूत्रमौक्तिकमहोदधितुल्यगुंफः,**

**प्राज्ञेन्दुहेमविजयेन विनिर्मितो यः ।**

**आदाय सूक्तजलमंबुधरा इवास्माद्,**

**व्याख्याजुषः क्षितितलं सुखयंतु सन्तः ॥१८१॥**

**અર્થ**:-ઉત્તમ સૂત્રરૂપી મોતીઓના મહાસાગર સમાન આ રચના વિદ્વાનોમાં ચન્દ્ર સમાન શ્રી હેમવિજયજી ગણિએ કરેલી છે, તેમાંથી મેઘોની માફક ઉત્તમ માણસો "સૂક્તરૂપી" પાણીને લઇને, પૃથ્વીતળપર વ્યાખ્યા કરતા થકા સુખ પામો ?

એવી રીતે સકળ વિદ્વાનોના સમૂહરૂપી દેવોમાં ઇન્દ્ર સમાન પંડિત શ્રી. કમળવિજયજી ગણિના શિષ્ય પંડિત શ્રી હેમવિજય ગણિએ રચેલી "કસ્તુરી પ્રકરણ" નામની સૂક્તિમાળા સંપૂર્ણ થઇ.

॥ इतिश्रीकस्तूरीप्रकरग्रन्थमूलान्वयभाषान्तरयुक्त समाप्त ॥





सच्चारित्रचूडामणिशुद्धक्रियायोगिगच्छाऽधिपति
श्रीमत्सुखसागरगुरुचरणकमलेभ्योनमः ॥

श्रीसोमप्रभाचार्यकृत

श्री

# सिंदूरप्रकर-सूक्तमुक्तावली ॥

( મૂળાન્વય અને ભાષાન્તર યુક્ત. )

ગ્રંથકર્તા ઇષ્ટદેવને નમસ્કારયુક્ત મંગલાચરણ કરી
શ્રોતાઓને આશીર્વાદ આપે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

२ १
सिंदूरप्रकरस्तपःकरिशिरःक्रोडे कषायाऽटवी,-
३ ४
दावार्चिर्निचयः प्रबोधदिवसप्रारंभसूर्योदयः ।
५ ६
मुक्तिस्त्रीकुचकुंभकुंकुमरसः श्रेयस्तरोः पल्लव-
७ ९ १० ८ १२ ११
प्रोल्लासः क्रमयोर्नखद्युतिभरः पार्श्वप्रभोः पातु वः ॥१॥

**અર્થઃ**-તપરૂપી હસ્તીના કુંભસ્થલને વિષે સિંદૂરના[1] સમૂહ સમાન, કષાયરૂપી[2] અટવીને બાળીનાંખવાને અગ્નિના સમૂહ સમાન, જ્ઞાનરૂપી દિવસના ઉદયના વિષે સૂર્યના ઉદય સમાન, મુક્તિરૂપ સ્ત્રીના કુચકુંભ ( સ્તનરૂપ ઘડા ) ને વિષે -અથવા-**मुक्तिस्त्रीवदनैककुंकुमरसः**-એવો પણ પાઠ છે, તેથી મુક્તિરૂપ સ્ત્રીના મુખકમલને વિષે કુંકુમના લેપ સમાન, અને કલ્યાણરૂપી વૃક્ષના નવપલ્લવ ( નવા અંકુરા )નું ઉત્પત્તિ-સ્થાન; એવો શ્રી પાર્શ્વનાથ પ્રભુના ચરણના નખનો કાંતિ-સમૂહ તમારૂં રક્ષણ કરો.

હવે ગ્રંથકર્ત્તા સજ્જન પુરૂષોને વિનંતિ કરે છે.

૩ ૬ ૪ ૫ ૧ ૨
**सन्तः सन्तु मम प्रसन्नमनसो वाचां विचारोद्यताः,**
૧૦ ૮ ૯ ૧૨ ૧૧ ૧૩ ૭
**सूतेऽम्भः कमलानि तत्परिमलं वाता वितन्वंति यत् ।**
૧૭ ૧૪ ૧૬ ૧૫ ૧૮ ૨૦ ૨૧ ૧૯ ૨૨ ૨૩ ૨૪
**किंवाभ्यर्थनयानया यदि गुणोऽस्त्यासां ततस्ते स्वयं,**
૨૬ ૨૫ ૨૯ ૨૮ ૨૭ ૩૦ ૩૧ ૩૨
**कर्त्तारः प्रथनं न चेदथ यशःप्रत्यर्थिना तेन किम् ॥२॥**

-**અર્થઃ**-કવિઓની વાણીના સારા નરસા વિચારને વિષે સાવધાન એવા સંત પુરૂષો મ્હારા ઉપર પ્રસન્નચિત્તવાળા થાઓ, કારણકે જળ તો કમળોને ઉત્પન્ન કરે છે, પરંતુ

---

૧. નખનો કાંતિસમૂહ રાતો હોવાથી તેને સિંદૂરના સમૂહની ઉપમા આપેલી છે. ૨. ક્રોધ, માન, માયા, અને લોભ.

તેમની સુગંધને વિસ્તાર કરનાર તો પવનજ હોય છે. તો મ્હારે તે (સજ્જનોને) આવી પ્રાર્થના કરવાની શી જરૂર છે! જો એ (મ્હારી વાણી) વિષે ગુણ હશે, તો તે (સજ્જનો) પોતેજ વિસ્તારને કરશે; નહિ તો યશના વૈરી[1] સમાન એવા એ વિસ્તારે કરીને શું? અર્થાત્ કાંઈ નહીં.

હવે ગ્રંથકર્તા આગમને અનુસારે ધર્મોપદેશ આપે છે.

( उपजातिवृत्तम् )

૧ ૨ ૩ ૪ ૬ ૭ ૫
त्रिवर्गसंसाधनमंतरेण, पशोरिवायुर्विफलं नरस्य ।
૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૭ ૧૪ ૧૫ ૧૩ ૧૮ ૧૯
तत्राऽपि धर्म्मं प्रवरं वदंति, न तं विना यद्भवतोऽर्थकामौ ॥

અર્થ:-ધર્મ, અર્થ અને કામરૂપ ત્રણ વર્ગના સાધન વિના મનુષ્યનું આયુષ્ય પશુના આયુષ્યની માફક નિષ્ફળ છે. તે ત્રણને વિષે પણ ધર્મને શ્રેષ્ઠ કહે છે; કારણ કે, તે (ધર્મ) વિના અર્થ અને કામ બની શકતાં નથી.

હવે નરભવનું દુર્લભપણું જણાવે છે.

( इन्द्रवज्रावृत्तम् )

૧ ૬ ૩ ૪ ૫
यः प्राप्य दुष्प्रापमिदं नरत्वं,
૮ ૯ ૭ ૧૦ ૨
धर्मं न यत्नेन करोति मूढः ।

---

૧. યશનો નાશ કરનાર.

૧૨ ૧૧ ૧૩ ૧૬
**क्लेशप्रबंधेन स लब्धमब्धौ,**
૧૪ ૧૭ ૧૫
**चिंतामणिं पातयति प्रमादात् ॥ ४ ॥**

**અર્થઃ**-દુઃખે પ્રાપ્ત થઇ શકે એવું મનુષ્યપણું પામીને જે મૂઢ પુરૂષ ઉદ્યમથી ધર્મ કરતો નથી, તે ઘણી મહેનતે પ્રાપ્ત કરેલા ચિંતામણિ ( રત્ન ) ને આળસથી સમુદ્રને વિષે નાંખી દે છે.

હવે મનુષ્યભવનો સર્વોત્કૃષ્ટ જય કહે છે.

( मन्दाक्रान्तावृत्तम् )

૮ ૧૦ ૭ ૯ ૧૨ ૧૩
**स्वर्णस्थाले क्षिपति स रजः पादशौचं विधत्ते,**
૧૧ ૧૪ ૧૬ ૧૫
**पीयूषेण प्रवरकरिणं वाहयत्येंधभारम् ।**
૨૯ ૩૦ ૧૮ ૧૭
**चिंतारत्नं विकिरति कराद्वायसोड्डायनार्थं,**
૧ ૩ ૬ ૫ ૪ ૨
**यो दुष्प्रापं गमयति मुधा मर्त्यजन्म प्रमत्तः ॥ ५ ॥**

**અર્થઃ**-જે માણસ દુઃખે પામવા યોગ્ય એવા આ મનુષ્યભવને પ્રમાદને[1] વશ થઇ વૃથા ગુમાવે છે તે માણસ સોનાના સ્થાળને વિષે રજ (ધૂળ) નાખે છે, અમૃતથી પગ ધુએ છે, શ્રેષ્ઠ હસ્તી પાસે લાકડાંનો ભાર ઉપડાવે છે, અને કાગડાને ઉડાડી મૂકવા માટે હાથમાંથી ચિંતામણિ રત્નને ફેંકી દે છે.

---

૧. મદ્ય, વિષય, કષાય, નિદ્રા અને વિકથા.

હવે જે સંસારના વિષયસુખના માટે ધર્મનો ત્યાગ કરે છે, તેનું મૂર્ખપણું બતાવે છે.

**ते धत्तूरतरुं वपंति भवने प्रोन्मूल्य कल्पद्रुमं,**
**चिंतारत्नमपास्य काचशकलं स्वीकुर्वते ते जडाः ।**
**विक्रीय द्विरदं गिरींद्रसदृशं क्रीणंति ते रासभं,**
**ये लब्धं परिहृत्य धर्म्ममधमा धावंति भोगाशया ॥६**

અર્થઃ-જે મૂર્ખ પુરૂષો પ્રાપ્ત થએલા ધર્મનો ત્યાગ કરીને ભોગની વાંછાને અર્થે દોડે છે, અર્થાત્ વિષયોમાં પ્રવર્ત્તે છે, તે મૂર્ખ પુરૂષો પોતાના ઘરને વિષે ઉત્પન્ન થએલા કલ્પવૃક્ષને ઉખેડી નાંખીને ધંતૂરાના વૃક્ષને વાવે છે; તે જડબુદ્ધિવાળા પુરૂષો ચિંતામણિ રત્નને ફેંકી દઇને કાચનો કડકો ગ્રહણ કરે છે, અને પર્વત સમાન હસ્તીને વેચી દઇને ગધેડાને ખરીદ કરે છે.

હવે મનુષ્યજન્મનું તેમજ ધર્મસામગ્રીનું દુર્લભપણું દર્શાવે છે.

( शिखरिणीवृत्तम )

**अपारे संसारे कथमपि समासाद्य नृभवं,**
**न धर्मं यः कुर्याद्विषयसुखतृष्णातरलितः ।**

१६ १५ १७ १८ १९
ब्रुडन् पारावारे प्रवरमपहाय प्रवहणं,
१४ १३ १२ २० २१ २२
स मुख्यो मूर्खाणामुपलमुपलब्धुं प्रयतते ॥ ७॥

અર્થઃ-જે માણસ આ અનંત સંસારને વિષે મહાકષ્ટે મનુષ્યભવ પામીને વિષયસુખની[1] તૃષ્ણાથી વ્યાકુલ થઇ, ધર્મ કરતો નથી, તે મૂર્ખ શિરોમણિ સમુદ્રને વિષે બૂડતો છતો ઉત્તમ વહાણને તજી દઈ પત્થરને ગ્રહણ કરવાનો પ્રયત્ન કરે છે.

હવે આ ગ્રંથમાં જે જે ઉપદેશદ્વારો કહેવાના છે તે કહે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

११ ६ ७ ८ १० ९
भक्तिं तीर्थकरे गुरौ जिनमते संघे च हिंसाऽनृत-
१२ १३ १४
स्तेयाब्रह्मपरिग्रहाद्युपरमं क्रोधाद्यरीणां जयम् ।
१५ १६ १७ १८ १९ २०
सौजन्यं गुणिसंगमिन्द्रियदमं दानं तपो भावनां,
२२ २१ २३ २ १ ५ ३ ४
वैराग्यं च कुरुष्व निर्वृतिपदे यद्यस्ति गंतुं मनः ॥८॥

અર્થઃ-હે ભવ્યજનો ! જો તમારી મોક્ષપદ પામવાની ઇચ્છા હોય તો ૧ શ્રી તીર્થંકર મહારાજા. ૨ ગુરૂ, ૩ જીન-શાસન અને ૪ સંઘ-એ ચારેની તમે ભક્તિ કરો; ૫

---

૧. શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ.

હિંસા, ૬ અસત્ય, ૭ ચોરી, ૮ મૈથુન, અને ૯ પરિગ્રહ- એ પાંચથી નિવર્ત્તો; વળી ૧૦ ક્રોધ, ૧૧ માન, ૧૨ માયા અને ૧૩ લોભ-એ ચાર શત્રુઓને જીતો; ૧૪ ( સર્વ જીવને વિષે ) મૈત્રીભાવ ( મિત્રતા ) કરો, તથા ૧૫ ગુણવાન્ જનોની સંગત્, ૧૬ પાંચે ઇન્દ્રિયોનું દમવું, ૧૭ ( પાત્રને વિષે ) દાન, ૧૮ તપશ્ચર્યા, ૧૯ શુભભાવ અને ૨૦ સંસારથકી વિરક્તભાવ ( વૈરાગ્ય ) એટલાં વાનાં કરો.

હવે પ્રથમ ચાર કાવ્યોથી તીર્થંકરભક્તિદ્વાર વર્ણવે છે.

૪ ૫ ૬ ૭ ૯ ૮
**पापं लुंपति दुर्गतिं दलयति व्यापादयत्यापदं,**
૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૫ ૧૪
**पुण्यं संचिनुते श्रियं वितनुते पुष्णाति नीरोगताम् ।**
૧૬ ૧૭ ૧૯ ૧૮ ૨૧ ૨૦
**सौभाग्यं विदधाति पल्लवयति प्रीतिं प्रसूते यशः,**
૨૨ ૨૩ ૨૫ ૨૪ ૨૬ ૩ ૧ ૨
**स्वर्गं यच्छति निर्वृतिं च रचयत्यर्चाऽर्हतां निर्मिता॥१॥**

અર્થઃ-અરિહંત ભગવંતની કરેલી ભાવપૂજા પાપને દૂર કરે છે, દુર્ગતિનું નિવારણ કરે છે, આપત્તિનો (દુઃખનો) વિનાશ કરે છે, પુણ્યને વધારે છે, લક્ષ્મીનો વિસ્તાર કરે છે, આરોગ્યતાનું પોષણ કરે છે ( શરીરે સુખી રાખે છે ), સર્વજનોને વિષે પ્રશંસા પમાડે છે, પ્રીતિ ઉત્પન્ન કરે છે, અને યશને વધારે છે, તેમજ દેવતાની પદવી આપે છે, અને પરંપરાએ મોક્ષપદ પણ આપે છે.

હવે જીનેશ્વર ભગવાનની ભાવપૂજાનું ફળ બતાવે છે.

८ ७ ९ १२ ११ १०
**स्वर्गस्तस्य गृहांगणं सहचरी साम्राज्यलक्ष्मीः शुभा,**
१४ १६ १५ १३
**सौभाग्यादिगुणावलिर्विलसति स्वैरं वपुर्वेश्मनि ।**
१७ १८ १९ २१ २२ २०
**संसारः सुतरः शिवं करतलक्रोडे लुठत्यंजसा,**
१ ३ ४ ५ ६ २
**यः श्रद्धाभरभाजनं जिनपतेः पूजां विधत्ते जनः ॥१०॥**

**અર્થઃ**-જે માણસ અત્યંત શ્રદ્ધા સહિત શ્રી વીતરાગની ભાવપૂજા કરે છે તેને દેવલોક ઘરના આંગણાની પેઠે ઢૂકડું છે, મનોહર રાજઋદ્ધિ તેની સાથે રહેનારી છે, તેના શરીરરૂપ ઘરને વિષે સૌભાગ્યાદિ ગુણોની શ્રેણી પોતાની ઇચ્છાએ ( આવીને ) વિલાસ કરે છે, તેનો સંસાર સુખથી તરી શકાય એવો થાય છે, અને મોક્ષ તો ઝટ તેના હાથ તળે આવીને આળોટે છે.

( **शिखरिणी वृत्तम्** )

६ ८ ३ ४ ५ ९ ७
**कदाचिन्नातंकः कुपित इव पश्यत्यभिमुखं,**
१४ १० ११ १२ १५ १३
**विदूरे दारिद्र्यं चकितमिव नश्यत्यनुदिनम् ।**
१७ १८ १९ २१ १६ २० २२
**विरक्ता कांतेव त्यजति कुगतिः संगमुदयो,**
२६ २७ २५ २३ २४ १ २
**न मुंचत्यभ्यर्णं सुहृदिव जिनार्चां रचयतः ॥११॥**

**અર્થ**:-જીનેશ્વર ભગવાનની ભાવપૂજા કરનારા જનોને ભય તો કોપ પામ્યો હોય તેમ ક્યારે પણ સામું જોતો નથી, દારિદ્ર તો ભયભ્રાંત થયું હોય તેમ નિરંતર દૂર નાસે છે, કુમતિ તો વિરક્ત થએલી સ્ત્રીની પેઠે સંગત તજી દે છે, અને અભ્યુદય ( પ્રતાપ-ઐશ્વર્યાદિ ) મિત્રની પેઠે (તેના) સમીપપણાને મૂકતો નથી. અર્થાત્ તેની પાસેજ રહે છે.

હવે ભાવ પૂજાનું માહાત્મ્ય કહે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

१ २ ३ ४ ६ ५ ७
**यः पुष्पैर्जिनमर्चति स्मितसुरस्त्रीलोचनैः सोऽर्च्यते,**
८ ९ ११ १० १३ १२ १४ १५
**यस्तं :वंदत एकशस्त्रिजगता सोऽहर्निशं वंद्यते ।**
१६ १७ १८ २० २१ १९ २२
**यस्तं स्तोति परत्र वृत्रदमनस्तोमेन स स्तूयते,**
२३ २४ २५ २७ २६ २९ २८
**यस्तं ध्यायति क्लृप्तकर्मनिधनः स ध्यायते योगिभिः॥**

**અર્થ**:-જે પુરૂષ પુષ્પોવડે શ્રી વીતરાગ ભગવાનની પૂજા કરે છે તે દેવાંગનાઓનાં વિકસ્વર ( પ્રફુલ્લિત ) થએલાં નેત્રોથી પૂજાય છે; જે વીતરાગ ભગવાનને એકવાર પણ વંદન કરે છે તે રાત્રી દિવસ ત્રણે જગત્‌ના જનોથી વંદન પામે છે; જે તેમની સ્તુતિ કરે છે તે પરલોકને વિષે ઇંદ્રોના સમૂહથી સ્તુતિ પામે છે; અને જે તેમનું ધ્યાન ધરે

છે તે આઠ કર્મનો ક્ષય કરીને અર્થાત્ સિદ્ધ અવસ્થા પામીને યોગી પુરૂષોથી ધ્યાન કરાય છે, અર્થાત્ યોગી પુરૂષો તે પુરૂષનું ધ્યાન કરે છે.

હવે ચાર કાવ્યે કરી ગુરૂભક્તિદ્વાર વર્ણવે છે.

( वंशस्थवृत्तम् )

२ ३ १ ४
अवद्यमुक्ते पथि यः प्रवर्तते,
७ ६ ५ ८
प्रवर्त्तयत्यन्यजनं च निःस्पृहः ।
१४ १५ १८ १७ १६
स एव सेव्यः स्वहितैषिणा गुरुः,
९ १० १२ १३ ११
स्वयं तरंस्तारयितुं क्षमः परम् ॥ १३ ॥

અર્થઃ-જે ગુરૂ પોતે પાપ રહિત માર્ગને વિષે પ્રવર્ત્તે છે અને બીજા માણુસને પણ (તેવા માર્ગે) પ્રવર્તાવે છે, પોતે જાતે નિઃસ્પૃહ છે ( પરિગ્રહાદિકની વાંછા સહિત છે ), પોતે તરે છે અને બીજા માણુસને પણ તારવાને સમર્થ છે; તેજ ગુરૂની હિતવાંછક પુરૂષોએ સેવા કરવી યોગ્ય છે.

વળી ગુરૂસેવાનું ફલ જણાવે છે.

( मालिनीवृत्तम् )

४ ३ ६ ५
विदलयति कुबोधं बोधयत्यागमार्थं,
७ ८ ९
सुगतिकुगतिमार्गौ पुण्यपापे व्यनक्ति ।

११ १० २ १

**अवगमयति कृत्याकृत्यभेदं गुरुर्यो,**

१४ १२ १३ १६ १७ १५

**भवजलनिधिपोतस्तं बिना नाऽस्ति कश्चित् ॥१४॥**

**અર્થઃ**—જે ગુરૂ મિથ્યાત્વનો નાશ કરે છે, સિદ્ધાંતોના અર્થને જણાવે છે, 'પુણ્ય એ સુગતિનો માર્ગ છે અને પાપ એ કુગતિનો માર્ગ છે,' એમ પ્રગટ કરે છે, અને વળી જે કરવા યોગ્ય અને નહીં કરવા યોગ્ય કાર્યનો વિવેક સમજાવે છે; તે ગુરૂ વિના બીજા કોઈ ભવસાગરને વિષે વહાણની પેઠે તારનાર નથી.

( शिखरिणीवृत्तम् )

१० ११ १२ १३ १४

**पिता माता भ्राता प्रियसहचरी सूनुनिवहः,**

१५ १७ १६ १८

**सुहृत्स्वामी माद्यत्करिभटरथाश्वः परिकरः ।**

२ ३ १ ४ २०

**निमज्जंतं जंतुं नरककुहरे रक्षितुमलं,**

६ ५ ८ ९ १९ ७

**गुरोर्धर्माऽधर्म्मप्रकटनपरात्कोऽपि न परः ॥१५॥**

**અર્થઃ**—નરકખાણુને વિષે પડતા જીવોને પુણ્ય અને પાપ કહી દેખાડનારા ગુરૂવિના બીજા કોઇ પિતા, માતા, ભાઇ, પ્રિય સ્ત્રી, પુત્રનો સમૂહ, મિત્ર, મહોન્મત્ત હસ્તી, સુભટ, અશ્વ, રથવાળો સ્વામી કે સેવકાદિ વર્ગ રક્ષણ કરવાને સમર્થ નથી.

હવે ગુરૂશ્રીની આજ્ઞાનું માહાત્મ્ય કહે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

२ १ ४ ३ ५ ६
किं ध्यानेन भवत्वशेषविषयत्यागैस्तपोभिः कृतं,
८ ७ १० ९ १२ ११
पूर्णं भावनयाऽलमिंद्रियदमैः पर्याप्तमाप्तागमैः ।
१३ १४ १५ १६ २० १९ १७ १८
किं त्वेकं भवनाशनं कुरु गुरुप्रीत्या गुरोः शासनं,
२३ २१ २२ २५ २६ २७ २८ २४
सर्वे येन विना विनाथबलवत् स्वार्थाय नाऽलं गुणाः।

**અર્થ**:–ધ્યાન કરવાથી શું ? સર્વ વિષયનો ત્યાગ કરવાથી પણ શું ? તપશ્ચર્યા કરવાથી પણ શું ? શુભ ભાવે કરીને પણ શું ? ઇન્દ્રિઓના દમવાથી પણ શું ? તથા સિદ્ધાંતના અભ્યાસથી પણ શું ? ( અર્થાત્ એ સર્વ એકલાં એટલે ગુરૂની આજ્ઞાવિના નિષ્ફલ છે. ) માટે અધિક પ્રીતિવડે સંસારના ભ્રમણને નાશ કરનારાં એવાં ગુરૂનાં ફક્ત શિક્ષા-વચનો અંગીકાર કર ? કે જેનાવિના અધિપતિ ( નાયક ) વિનાની સેનાની પેઠે ( એ ઉપર કહેલા ) સર્વે પોતપોતાનાં ફલ સાધનને માટે સમર્થ નથી અર્થાત્ નિષ્ફલ છે.

હવે ચાર કાવ્યે કરીને જીનોક્ત સિદ્ધાંતનું માહાત્મ્ય જણાવે છે.

( शिखरिणीवृत्तम् )

४ ३ ६ ५ ८ ७ ९ ११ १०
न देवं नादेवं न शुभगुरुमेवं न कुगुरुं,

१३ १२ १५ १४ १७ १६ १९ १८
नधर्म्मं नाऽधर्म्मं न गुणपरिणद्धं न विगुणम् ।
२१ २० २३ २२ २६ २४ २५ २९ २८ २७
न कृत्यं नाऽकृत्यं न हितमहितं नापि निपुणं,
३० २ १
विलोकंते लोका जिनवचनचक्षुर्विरहिताः ॥१७॥

**અર્થઃ**–જૈનશાસ્ત્રરૂપ ચક્ષુથી રહિત એવા લોકો નથી દેવને જાણતા કે નથી કુદેવને જાણતા, નથી સુગુરૂને ઓળખતા કે નથી કુગુરૂને ઓળખતા, નથી જાણતા ધર્મઅધર્મને કે નથી જાણતા ગુણી નિર્ગુણીને, વળી કરવા યોગ્ય કાર્ય શું છે? અને નહિ કરવા યોગ્ય શું છે? તે પણ નથી જાણતા. વળી પોતાને શું સુખનું કારણ છે? અને શું દુઃખનું કારણ છે? તે પણ તેઓ સારી રીતે જાણતા નથી.

( शार्दूलविक्रीडितवृत्तम् )

९ १० ११ १२ १३ १६ १४
मानुष्यं विफलं वदंति हृदयं व्यर्थं वृथा श्रोत्रयो-
१५ १६ ८ १७
र्निर्माणं गुणदोषभेदकलनां तेषामसंभाविनीम् ।
१९ १८ २० ७ २१
दुर्वारं नरकांधकूपपतनं मुक्तिं बुधा दुर्लभां,
२ ३ १ ४ ६ ५
सार्वज्ञः समयोदयारसमयो येषां न कर्णातिथिः ॥१८॥

**અર્થઃ**–સર્વજ્ઞ શ્રી વીતરાગ ભગવાને કહેલો એવો દયામય આગમ જે પુરૂષોના કાનમાં નથી પડ્યો તેમના મનુષ્ય-

જન્મને પંડિતજનો નિષ્ફળ કહે છે, તેમના ચિત્તને નિરર્થક કહે છે, તેમની કર્ણઇન્દ્રિનું બનાવવું વૃથા ( નકામું ) છે, તેમનામાં ગુણદોષના વિવેકનો વિચાર પણ દુર્લભ છે, તેમનું નરકરૂપ અંધકારમય કૂવાને વિષે પડવું તે, રોકી રાખવું કઠણ છે અને તેમને મુક્તિ પણ દુર્લભ છે.

૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪
**पीयूषं विषयज्जलं ज्वलनवत्तेजस्तमः स्तोमव-**
૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦
**न्मित्रं शात्रववत् स्रजं भुजगवच्चिंतामणिं लोष्ठवत् ।**
૨૧ ૨૨ ૮ ૨૩ ૩
**ज्योत्स्नां ग्रीष्मजघर्मवत् स मनुते कारुण्यपण्यापणं,**
૪ ૫ ૬ ૧ ૨ ૭
**जैनेंद्रं मतमन्यदर्शनसमं यो दुर्मतिर्मन्यते ॥ १९ ॥**

**અર્થઃ**—જે મૂર્ખજન કરૂણારૂપી વસ્તુના હાટ ( દુકાન ) સમાન એવા જીનેંદ્રના શાસનને અન્યદર્શન સમાન માને છે, તે અમૃતને ઝેર સમાન, જળને અગ્નિ સમાન, પ્રકાશને અંધકારના સમૂહ સમાન, મિત્રને વૈરી સમાન, ફૂલની માળાને સર્પ સમાન, ચિંતામણિ રત્નને પત્થર સમાન અને ચંદ્રમાની કાંતિને ઉનાળાના તાપ સમાન માને છે. અત્ર અમૃતાદિક સમાન જૈનશાસન અને વિષયાદિક સમાન અન્ય દર્શન જાણવું.

૨ ૩ ૪ ૫ ૭ ૬
**धर्म्मं जागरयत्यघं विघटयत्युत्थापयत्युत्पथं,**
૯ ૮ ૧૧ ૧૦ ૧૩ ૧૨
**भिन्ते मत्सरमुच्छिनत्ति कुनयं मश्नाति मिथ्यामतिम**

**वैराग्यं वितनोति पुष्यति कृपां मुष्णाति तृष्णां च य-**
**त्तज्जैनं मतमर्चति प्रथयति ध्यायत्वधीते कृती ॥२०॥**

**અર્થ**:-પંડિત પુરૂષ જે જીનશાસનની પૂજા કરે છે, જેનો વિસ્તાર કરે છે, જેનું ધ્યાન કરે છે, અને વળી જેને પઠન કરે (ભણે) છે, તે જૈનશાસન ધર્મનો ઉદ્યોત કરે છે, પાપને દૂર કરે છે, અનાચારનું નિવારણ કરે છે, દ્વેષ ભાવનો વિનાશ કરે છે, અન્યાયનો ઉચ્છેદ ( નાશ ) કરે છે, મિથ્યા મતિને દૂર કરે છે, વૈરાગ્યનો વિસ્તાર કરે છે, દયાનું પોષણ કરે છે અને લોભને દૂર કરે છે.

હવે ચાર કાવ્યે કરીને સંઘના મહિમાનું વર્ણન કરે છે.

**रत्नानामिव रोहणक्षितिधरः खं तारकाणामिव,**
**स्वर्गः कल्पमहीरुहामिव सरः पंकेरुहाणामिव ।**
**पाथोधिः पयसामिवेंदुमहसां* स्थानं गुणानामसा,-**
**वित्यालोच्य विरच्यतां भगवतः संघस्य पूजाविधिः॥**

**અર્થ**:-હે ભવ્યજીવો? જેમ રોહણાચળ પર્વત રત્નોનું, આકાશ તારાઓનું, સ્વર્ગ કલ્પવૃક્ષનું, સરોવર કમલ પુષ્પનું,

* 'शशीव महसां' इति पाठः ।

સમુદ્ર ચંદ્રમા સમાન નિર્મળ જળનું, અથવા ચંદ્રમા તેજનું નિવાસ સ્થાનક છે; તેમ આ (સંઘ)* સર્વ ગુણોનું નિવાસ સ્થાન છે. એમ ધારીને એ પૂજન કરવા યોગ્ય સંઘનો પૂજાવિધિ કરો.

२ १ ३ ४
**यः संसारनिरासलालसमतिर्मुक्त्यर्थमुत्तिष्ठते,**
६ ७ ८ ५ ९ १३ १२ ११ १०
**यं तीर्थं कथयंति पावनतया येनाऽस्ति नाऽन्यः समः।**
१५ १४ १६ १८ १७ १९ २०
**यस्मै तीर्थपतिर्नमस्यति सतां यस्माच्छुभं जायते,**
२३ २१ २२ २७ २४ २६ २५ २८ २९ ३०
**स्फूर्तिर्यस्य परावसंति च गुणा यस्मिन्स संघोऽर्च्यताम्**

**અર્થ**:—હે ભવ્ય જીવાત્માઓ ? જે સંઘ, સંસારના ત્યાગને વિષે ઇચ્છાવાળી છે બુદ્ધિ જેની એવો છતાં મુક્તિના સાધનને માટે સાવધાન થાય છે, વળી જે પવિત્રપણાએ કરીને તીર્થરૂપ કહેવાય છે, જેના સમાન બીજો કોઈ નથી, જેને તીર્થંકર મહારાજા પણ વ્યાખ્યાનને અવસરે "**नमो तित्थस्स**" એમ કહી નમસ્કાર કરે છે, જેનાથી સજ્જનોનું કલ્યાણ થાય છે, જેનો ઉત્કૃષ્ટ મહિમા છે, અને જેને વિષે (અનેક) ગુણો રહે છે, એવા તે (ચતુર્વિધ) સંઘની પૂજા કરો.

---

* સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા.

६ ७ ८ ९ ११ १० १२ १३
लक्ष्मीस्तं स्वयमभ्युपैति रभसा कीर्त्तिस्तमालिंगति,
१४ १५ १६ १७ २१ १९ २० १८
प्रीतिस्तं भजते मतिः प्रयतते तं लब्धुमुत्कंठया ।
२२ २३ २४ २५ २८ २५ २७ २९
स्वःश्रीस्तं परिरब्धु मिच्छति मुहुर्मुक्तिस्तमालोकते,
२ ४ ३ १ ५
यः संघं गुणराशिकेलिसदनं श्रेयोरुचिः सेवते ॥२३॥

**અર્થ**:—ગુણોના સમૂહના ક્રીડાઘર એવા શ્રીસંઘને કલ્યાણને વિષે રૂચિવાળો એવો જે પુરૂષ સેવે છે, તે પુરૂષને સંપત્તિ જલ્દી પોતાની મેળે સન્મુખ આવે છે, કીર્તિ આલીંગન દેછે, પ્રીતિ સેવે છે, બુદ્ધિ ઉત્સુકતાથી તેને પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરે છે, સ્વર્ગલક્ષ્મી તેને વારંવાર આલીંગન દેવાને ઇચ્છે છે અને મુક્તિસ્ત્રી તેને જોયા કરે છે.

१ ६ २ ५ ३ ४
यद्भक्तेः फलमर्हदादिपदवीमुख्यं कृषेः सस्यवत्,
७ ८ ९ १० ११
चक्रित्वं त्रिदशेंद्रतादि तृणवत् प्रासंगिकं गीयते ।
१६ १५ १७ १८ १३ १४ १२
शक्तिं यन्महिमस्तुतौ न दधते वाचोऽपि वाचस्पतेः,
२१ २० १९ २५ २२ २३ २४
संघः सोऽघहरः पुनातु चरणन्यासैः सतां मंदिरम् ॥२४

**અર્થ**:—ધાન્યપ્રાપ્તિ જેમ ખેતીનું ફળ છે, તેમ અરિહંતાદિકની પદવી એજ જે (સંઘ)ની ભક્તિનું મુખ્ય ફળ છે, વળી જે સંઘને ક્ષેત્રના ઘાસની પેઠે ચક્રવર્તિપણું, દેવે-

દ્રાદિકની પદવી વિગેરે તો પ્રસંગથીજ ( અનાયાસે-વગર મેહેનતે ) મળતી કહેવાય છે, અને વળી જેના મહિમાના વર્ણનને વિષે બૃહસ્પતિની વાણી પણ સમર્થ થતી નથી, એવો પાપને હરણ કરનારો શ્રીસંઘ પોતાનાં પગલાં સ્થાપન કરીને ભક્તિવંત જનોના ઘરને પવિત્ર કરો.

હવે ચાર કાવ્યે કરીને સર્વ જીવોની દયા કરવાનું ફરમાવે છે.

**क्रीडाभूः सुकृतस्य दुष्कृतरजःसंहारवात्याभवो-**
**दन्वन्नौर्व्यसनाग्निमेघपटली संकेतदूती श्रियाम् ।**
**निःश्रेणिस्त्रिदिवौकसः प्रियसखी मुक्तेः कुगत्यर्गला,**
**सत्वेषु क्रियतां कृपैव भवतु क्लेशैरशेषैः परैः ॥२९॥**

**અર્થ**:-હે ભવ્ય જીવાત્માઓ ? અન્ય સર્વ કાયાનાં દુઃખોને રહેવા દઇને ( અર્થાત્ અન્ય સર્વ કાયાને કષ્ટ આપનાર તપ જપાદિ ન થાય તો રહ્યું પણ ) સારાં કૃત્યોનું ક્રીડાસ્થાન, પાપરૂપી રજનું હરણ કરવામાં વાયુના સમૂહ ( વંટોળીયા વાયરા ) સમાન, ભવસમુદ્રને વિષે નાવ સમાન, ક્લેશરૂપી અગ્નિને મેઘની ઘટા સમાન, સંપત્તિઓને સંકેતસ્થાનને વિષે પહોચાડનારી દૂતી સમાન, સ્વર્ગની નિસરણી સમાન, અને મુક્તિસ્ત્રીની પ્રિય સખી એવી જે જીવદયા તેજ કરો.

( शिखरिणीवृत्तम् )

१ २ ३ ४ ६ ५ ८
यदि ग्रावा तोये तरति तरणिर्यद्युदयति,
७ १० ९ १४ १३ ११ १२
प्रतीच्यां सप्तार्चिर्यदि भजति शैत्यं कथमपि ।
१५ १६ २१ २० १७ १८ १९
यदि क्ष्मापीठं स्यादुपरि सकलस्याऽपि जगतः,
३० २४ २२ २३ २९ २५ २६ २७ २८
प्रसूते सत्त्वानां तदपि न वधः क्वाऽपि सुकृतम् ॥२६

અર્થ:-જો પત્થર જળને વિષે તરે, સૂર્ય પશ્ચિમ દિશાએ ઉદય થાય, અગ્નિ કોઈ પણ રીતે શીતળપણું પામે, અને પૃથ્વીમંડળ સર્વ જગતની ઉપર આવે; તોપણ જીવહિંસા રૂપકાર્ય ક્યાંય પણ પુણ્ય ઉત્પન્ન કરતું નથી.

( मालिनीवृत्तम् )

६ ८ ७ १० ९
स कमलवनमग्नेर्वासरं भास्वदस्ता-
१२ ११ १४ १३
दमृतमुरगवक्त्रात्साधुवादं विवादात् ।
१६ १५ १८ १७
रुगपगममजीर्णाज्जीवितं कालकूटा-
१९ ३ १ २ ४ ५
दभिलषति वधाद्यः प्राणिनां धर्ममिच्छेत् ॥२७

અર્થ:-જે પુરૂષ જીવહિંસા થકી ધર્મને વાંછે છે તે પુરૂષ અગ્નિમાંથી કમળના વનને (જોવાને) ઇચ્છે છે, સૂર્યના અસ્ત થયા પછી દિવસને જોવાની ઇચ્છા કરે છે, વળી સર્પના મુખ

થકી અમૃત, ક્લેશ થકી કીર્તિ, અજીર્ણ થકી રોગનો નાશ, અને ઝેર ખાવાથી જીવિતને ઇચ્છે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

३ ४ ५ ६ ७ ८
आयुर्दीर्घतरं वपुर्वरतरं गोत्रं गरीयस्तरं,
९ १० ११ १२ १३ १४
वित्तं भूरितरं बलं बहुतरं स्वामित्वमुच्चैस्तरम् ।
१५ १६ १७ १८ १९
आरोग्यं विगतांतरं त्रिजगति श्लाघ्यत्वमल्पेतरं,
२० २२ २१ २ १
संसारांबुनिधिं करोति सुतरं चेतः कृपार्द्रांतरम् ॥२८॥

અર્થઃ-કૃપા (દયા) થકી ભીનો છે મધ્યભાગ જેનો એવું જે મનુષ્યનું ચિત્ત, તે આયુષ્યને લાંબું કરે છે, શરીરને સુંદર બનાવે છે, કુળને મ્હોટું કરે છે, દ્રવ્યને વધારે છે, બળમાં વૃદ્ધિ કરે છે, મ્હોટાઇને ઉત્કૃષ્ટ કરે છે, નિરંતર નિરોગી રાખે છે, ત્રણ જગત્માં માણસોની પ્રશંસા પ્રાપ્ત કરે છે, અને સંસારરૂપ સમુદ્રને સુખે તરી શકાય એવો બનાવે છે.

હવે ચાર કાવ્યે કરીને સત્યનો મહિમા કહે છે.

१ २ ३ ४
विश्वासायतनं विपत्तिदलनं देवैः कृताराधनं,
५ ६ ७ ८ ९
मुक्तेः पथ्यदनं जलाग्निशमनं व्याघ्रोरगस्तंभनम् ।

१० ११ १२
श्रेयःसंवननं समृद्धिजननं सौजन्यसंजीवनं,
१३ १४ १५ १७ १८ १६
कीर्त्तेः केलिवनं प्रभावभवनं सत्यं वचः पावनम् ॥२९॥

અર્થ:-[redacted]જનો ? વિશ્વાસના સ્થાનરૂપ, આપત્તિઓને નાશ કરનારૂં, દેવતાઓએ પણ જેનું આરાધન કરેલું છે એવું, મોક્ષમાર્ગને વિષે ભાત્તારૂપ, જળ તથા અગ્નિને સમાવનારૂં, વાઘ તથા સર્પને થંભાવનારૂં, મોક્ષનું વશીકરણ, સમૃદ્ધિને ઉત્પન્ન કરનારૂં, [redacted] નિપજાવનારૂં, કીર્તિનું ક્રીડાવન, અને મહિમાના ઘરરૂપ એવું જે પવિત્ર સત્ય-વચન તેજ બોલો.

( शिखरिणीवृत्तम् )

५ ४ ६ १ ३ २
यशो यस्माद्भस्मीभवति वनवह्नेरिव वनं,
१२ ११ ७ ८ ९ १०
निदानं दुःखानां यदवनिरुहाणां जलमिव ।
१८ १३ १९ १५ १४ १६ १७
न यत्र स्याच्छायाऽऽतप इव तपःसंयमकथा,
२३ २० २१ २५ २४ २२
कथंचित्तन्मिथ्यावचनमभिधत्ते न मतिमान् ॥३०॥

અર્થ:-જેમ દાવાગ્નિથી વન ભસ્મ થાય છે, તેમ જે અસત્ય વચનથી યશ ભસ્મ થાય છે ( નાશ પામે છે ), વળી જે અસત્યવચન, જળ જેમ વૃક્ષોના કારણરૂપ છે, તેમ દુ:ખોનું હેતુરૂપ છે, અને વળી જે અસત્ય વચનને વિષે,

સૂર્યના તડકાને વિષે જેમ છાયા ન હોય, તેમ તપ અને સંયમની કથાપણ હોતી નથી, એવા અસત્ય વચનને બુદ્ધિમાન પુરુષો કષ્ટ આવે છતે પણ બોલતા નથી.

હવે અસત્યપણાના દોષો બતાવે છે.

( वंशस्थवृत्तम् )

७ १
**असत्यमप्रत्ययमूलकारणं,**
२ ३
**कुवासनासद्म समृद्धिवारणम् ।**
४ ५
**विपन्निदानं परवंचनोर्जितं,**
६ ८ ९
**कृतापराधं कृतिभिर्विवर्जितम् ॥ ३१ ॥**

અર્થ:-અવિશ્વાસનું મૂળકારણ, માઠી વાસના એટલે પાપ બુદ્ધિનું ઘર, લક્ષ્મીને વારનારૂં, આપત્તિઓનું કારણ, અન્યજનોને છેતરવામાં બળવાન અને અપરાધી એવું જે અસત્ય વચન, તેને પંડિત જનોએ તજેલું છે.

હવે સત્ય વચનના પ્રભાવનું કથન કરે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

५ ६ ७ ८ ९ १० ११ १२ १३
**तस्याऽग्निर्जलमर्णवः स्थलमरिर्मित्रं सुराः किंकराः,**
१४ १५ १६ १७ १८ १९ २० २१
**कांतारं नगरं गिरिर्गृहमहिर्माल्यं मृगारिर्मृगः ।**

२२ २३ २४ २५ २६ २७ २८
**पातालं बिलमस्त्रमुत्पलदलं व्यालः श्रृगालो विषं,**
२९ ३१ ३२ ३० ३ २ ४ १
**पीयूषं विषमं समं च वचनं सत्यांचितं वक्ति यः॥३२**

**અર્થઃ**-જે પુરૂષ સત્યતાયુક્ત વચન બોલે છે તેને અગ્નિ જળસમાન, સમુદ્ર સ્થળસમાન, શત્રુ મિત્રસમાન, દેવતા સેવકસમાન, વન નગરસમાન, પર્વત ઘરસમાન, સર્પ ફૂલની માળાસમાન, સિંહ મૃગસમાન, પાતાળ છિદ્રસમાન, શસ્ત્ર કમળપત્રસમાન, હસ્તી શિયાળસમાન, વિષ અમૃતસમાન, અને વિષમ સ્થાન સંપત્તિના સ્થાન સમાન થાય છે.

હવે અદત્તાદાન વ્રત વર્ણવે છે.

( मालिनीवृत्तम् )

६ ७ ५ ९ १० ८
**तमभिलषति सिद्धिस्तं वृणीते समृद्धि-**
१२ १३ ११ १६ १५ १४
**स्तमभिसरति कीर्त्तिर्मुंचते तं भवार्त्तिः।**
१९ १७ १८ २२ २३ २० २१
**स्पृहयति सुगतिस्तं नेक्षते दुर्गतिस्तं,**
२६ २४ २५ १ ३ ४ २
**परिहरति विपत्तं यो न गृह्णात्यदत्तम्॥३३॥**

**અર્થઃ**-જે પુરૂષ નહિ આપેલું અર્થાત્ પારકું ( કાંઈ પણ ) નથી ગ્રહણ કરતો તે પુરૂષની મુક્તિ ઇચ્છા કરે છે, સમૃદ્ધિ તેને વરે છે, યશ તેની પાસે જાય છે, સંસારનાં દુઃખ તેને તજી દે છે, સુગતિ તે પુરૂષની વાંછા કરે છે,

દુર્ગતિ તેના સામું જોતી નથી, અને વિપત્તિ તો તેને ત્યાગ- જ કરે છે.

હવે અદત્ત નહિ ગ્રહણ કરનારને ફાયદો જણાવે છે.

( शिखरिणीवृत्तम् )

૫ ૬ ૭ ૧ ૩ ૪ ૨
**अदत्तं नाऽऽदत्ते कृतसुकृतकामः किमपि यः,**
૧૨ ૮ ૧૩ ૧૦ ૧૧ ૯
**शुभश्रेणिस्तस्मिन् वसति कलहंसीव कमले ।**
૧૮ ૧૪ ૧૯ ૨૦ ૧૬ ૧૭ ૧૫
**विपत्तस्माद्दूरं व्रजति रजनीवांबरमणे-**
૨૨ ૨૩ ૨૪ ૨૫ ૨૬ ૨૧
**र्विनीतं विद्येव त्रिदिवशिवलक्ष्मीर्भजति तम् ॥३४**

અર્થઃ-પુણ્યની ઇચ્છા કરનારો જે મનુષ્ય, કોઇપણ અદત્ત પદાર્થ લેતો નથી, તે પુરૂષને વિષે, કમલને વિષે જેમ રાજહંસી રમે છે, તેમ કલ્યાણનો સમૂહ વાસ કરે છે, વળી સૂર્યથી જેમ રાત્રી નાસી જાય છે, તેમ તે પુરૂષથી વિપત્તિ દૂર જતી રહે છે, અને જેમ વિદ્યા, વિનયી પુરૂષ પાસે આવે છે, તેમ સ્વર્ગ અને મોક્ષની લક્ષ્મી તે પુરૂષને સેવે છે.

હવે બે કાવ્યોમાં અદત્તના દોષો બતાવે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

૧ ૨ ૩ ૪
**यन्निर्वर्तितकीर्तिधर्मनिधनं सर्वागसां साधनं,**
૫ ૬
**प्रोन्मीलद्वधबंधनं विरचितक्लिष्टाशयोद्बोधनम् ।**

७ ८
**दौर्गत्यैकनिबंधनं कृतसुगत्याश्लेषसंरोधनं,**
९ १५ १४ ११ १० १२ १३
**प्रोत्सर्प्पत्प्रधनं जिघृक्षति न तद्धीमानदत्तं धनम् ॥३५॥**

**અર્થઃ**—જેનાથી કીર્તિ તથા ધનનો નાશ થાય છે, જે સર્વ અપરાધોનું કારણરૂપ છે, જેનાથી પ્રહાર બંધન આદિ પ્રગટ થાય છે, જે દુષ્ટ અભીપ્રાયને પ્રગટ કરે છે, જે દરિદ્રનું એકજ કારણ છે, જે સુગતિને પ્રાપ્ત કરતાં નિવારણ કરે છે, અને જેનાથી મરણ થાય છે, એવું જે અદત્ત ધન, તેને બુદ્ધિમાન પુરૂષો ગ્રહણ કરતા નથી.

( हरिणीवृत्तम् )

१
**परजनमनःपीडाक्रीडावनं वधभावना-**
२ ३
**भवनमवनिव्यापिव्यापल्लताघनमंडलम् ।**
४ ५ ६
**कुगतिगमने मार्गः स्वर्गापवर्गपुरार्गलं,**
१० ११ ७ ९ ८
**नियतमनुपादेयं स्तेयं नृणां हितकांक्षिणाम् ॥३६**

**અર્થઃ**—અન્ય જનોના મનની પીડાને રમવાના વન સમાન, હિંસાને ચિંતવનના ઘરરૂપ, પૃથ્વીને વિષે પ્રસરી રહેલી જે આપદારૂપી લતાઓ, તેને વધારવામાં મેઘના સમૂહ સમાન, કુગતિને વિષે જવાના માર્ગરૂપ, તથા સ્વર્ગ અને મોક્ષપુરીના આગળીઆ ( ભોંગળ ) રૂપ, એવું જે અદત્ત ( ચોરી ), તે

નિશ્ચે હિતવાંછક જનોએ ગ્રહણ કરવા યોગ્ય નથી.

હવે પરસ્ત્રીગમન કરનારને આપદા દેખાડે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

૧૨ ૯ ૧૦ ૧૧ ૧૩ ૧૪
**दत्तस्तेन जगत्यकीर्तिपटहो गोत्रे मषीकूर्चकः,**
૧૫ ૧૬ ૧૭ ૧૮
**चारित्रस्य जलांजलिर्गुणगणारामस्य दावानलः ।**
૨૦ ૧૯ ૨૧ ૨૩ ૨૨
**संकेतः सकलापदां शिवपुरद्वारे कपाटो दृढः,**
૧ ૮ ૫ ૬ ૩ ૭ ૪ ૨
***कामार्त्तस्त्यजति प्रबोधयति वा स्वस्त्रीं परस्त्रीं न यः॥३७**

અર્થઃ-કામથી પીડાએલો જે માણસ પોતાની સ્ત્રીને બોલાવતો નથી અને પરસ્ત્રીને તજતો નથી, તેણે જગત્‌ને વિષે અપકીર્તિરૂપ ઢોલ વગડાવ્યો છે, પોતાના ગોત્રને મશી (મેશ) નો કુચડો દીધો છે, સંયમને જલાંજલિ આપી છે-અર્થાત્ ચારિત્ર તેનાથી દૂર રહે છે, ગુણ સમૂહરૂપી ઉદ્યાનને વિષે દાવાનળ સળગાવ્યો છે, સર્વ આપત્તિઓને પોતાની પાસે બોલાવી છે, અને મોક્ષરૂપી નગરીના દ્વારને વિષે કમાડ મજબૂત બંધ કર્યા છે.

હવે ત્રણ કાવ્યે કરીને શીલવ્રતનું વર્ણન કહે છે.

---

* शीलं येन निजं विलुप्तमखिलं त्रैलोक्यचिन्तामणिः इति-पुस्तकांतरे पाठः ॥

व्याघ्रव्यालजलानलादिविपदस्तेषां व्रजंति क्षयं,
कल्याणानि समुल्लसंति विबुधाः सान्निध्यमध्यासते ।
कीर्तिः स्फूर्तिमियर्ति यात्युपचयं धर्मः प्रणश्यत्यघं,
स्वर्निर्वाणसुखानि संनिदधते ये शीलमाबिभ्रते ॥३८॥

અર્થઃ—જે માણુસો શીલવ્રતને ધારણ કરે છે; તેમની વાઘ, સર્પ, જળ, અગ્નિ પ્રમુખ આપત્તિઓ નાશ પામે છે, કલ્યાણ વૃદ્ધિ પામે છે, દેવતાઓ સહાય્ય કરે છે, કીર્તિ વિસ્તાર પામે છે, ધર્મ પોષણ (વૃદ્ધિ) પામે છે, પાપ નાશ પામે છે, તથા સ્વર્ગ અને મોક્ષનાં સુખ પાસમાં આવે છે.

( मालिनीवृत्तम )

हरति कुलकलंकं लुंपते पापपंकं,
सुकृतमुपचिनोति श्लाघ्यतामातनोति ।
नमयति सुरवर्गं हंति दुर्गोपसर्गं,
रचयति शुचिशीलं स्वर्गमोक्षौ सलीलम् ॥३९

અર્થઃ—નિર્મળ એવું શીલવ્રત કુળના કલંકનું હરણ કરે છે, પાપરૂપી કાદવને લોપે છે, સુકૃત્યની વૃદ્ધિ કરે છે, પ્રસંસાનો વિસ્તાર કરે છે, દેવતાઓના સમૂહને નમાવે છે,

ભયંકર ઉપસર્ગોને હણે છે, તથા રમત માત્રમાં સ્વર્ગ અને મોક્ષને આપે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

६ ४ ५ ६ ७ ८ १० ११ १२
तोयत्यग्निरपि स्रजत्यहिरपि व्याघ्रोऽपि सारंगति,
१३ १४ १५ १६ १७ १८ १९ २० २१
व्यालोऽप्यश्वति पर्वतोऽप्युपलति क्ष्वेडोऽपि पीयूषति।
२२ २३ २४ २७ २५ २६ ३०
विघ्नोऽप्युत्सवति प्रियत्यरिरपि क्रीडातडागत्यपां,-
२८ २९ ३३ ३१ ३२ १ २ ३
नाथोऽपि स्वगृहत्यटव्यपि नृणां शीलप्रभावाद्ध्रुवम्॥

**અર્થ**:-શીલવ્રતના પ્રભાવથી મનુષ્યને નિશ્ચે અગ્નિ જળસમાન, સર્પ પુષ્પની માળાસમાન, વાઘ હરણિસમાન, હસ્તી અશ્વસમાન, પર્વત પત્થરસમાન, વિષ અમૃતસમાન, વિઘ્ન ઉત્સવસમાન, શત્રુ મિત્રસમાન, સમુદ્ર ક્રીડા કરવાના સરોવરસમાન અને અટવી પોતાનો ઘરસમાન થાય છે.

હવે ચાર કાવ્યે કરીને પરિગ્રહનું વિવેચન કરે છે.

२ ३ १ ५ ४
कालुष्यं जनयन् जडस्य रचयन् धर्म्मद्रुमोन्मूलनं,
७ ६ ८ ९
*क्लिश्यन्नीतिकृपाक्षमाकमलिनीं लोभांबुधिं वर्द्धयन्।
१० ११ १२ १३
मर्यादातटमुद्रुजन् शुभमनोहंसप्रवासं दिशन्,

* क्लिश्नन्नीति-पाठान्तरे.

૧૭ ૧૯ ૧૮ ૧૪ ૧૫ ૧૬

**किं न क्लेशकरः परिग्रहनदीपूरः प्रवृद्धिं गतः ॥४१॥**

**અર્થઃ**–જેમ વૃદ્ધિ પામેલું નદીનું પૂર નિર્મળ જળને મલીન કરે છે, તેમ વૃદ્ધિ પામેલું પરિગ્રહરૂપી નદીનું પૂર પણ મૂર્ખ મનુષ્યોના ચિત્તને મલીન કરે છે. જેમ વૃદ્ધિ પામેલું નદીનું પૂર કાંઠે રહેલા વૃક્ષોને ઉખેડી નાંખે છે, તેમ વૃદ્ધિ પામેલું પરિગ્રહરૂપી નદીનું પૂર પણ ધર્મરૂપી વૃક્ષનું ઉન્મૂલન કરે છે. જેમ વૃદ્ધિ પામેલું નદીનું પૂર કમલિનીઓને પીડા કરે છે, તેમ વૃદ્ધિ પામેલું પરિગ્રહરૂપી નદીનું પૂર પણ નીતિ, દયા અને ક્ષમારૂપ કમલિનીને પીડા કરે છે. જેમ વૃદ્ધિ પામેલું નદીનું પૂર સમુદ્રને વૃદ્ધિ પમાડે છે, તેમ વૃદ્ધિ પામેલું પરિગ્રહરૂપી નદીનું પૂર પણ લોભરૂપી સમુદ્રને વૃદ્ધિ પમાડે છે. જેમ વૃદ્ધિ પામેલું નદીનું પૂર કાંઠાઓને તોડી નાંખે છે, તેમ વૃદ્ધિ પામેલું પરિગ્રહરૂપી નદીનું પૂર પણ ધર્મરૂપ મર્યાદાના તટરૂપ ચારિત્રને ઉખેડી નાંખે છે. તેમજ વૃદ્ધિ પામેલું નદીનું પૂર જેમ હંસોને ઉડાડી મૂકે છે, તેમ વૃદ્ધિ પામેલું પરિગ્રહરૂપી નદીનું પૂર પણ શુભ મનરૂપી હંસને ઉડાડી મૂકે છે. એવું જે નવવિધ[1] પરિગ્રહરૂપી નદીનું પૂર, તે વૃદ્ધિ પામે છતે શું ક્લેશકારી નથી ? અર્થાત્ છેજ.

---

૧. ધન, ધાન્ય, ક્ષેત્ર, ઘર, રૂપું, સોનું, ત્રાંબુ, પીતળ, દ્વીપદ અને ચતુષ્પદ.

( मालिनीवृत्तम् )

१ २
कलहकलभविंध्यः क्रोधगृध्रश्मशानं,
३ ४
व्यसनभुजगरंध्रं द्वेषदस्युप्रदोषः ।
५ ६
सुकृतवनदवाग्निर्मार्दवांभोदवायु-
७ ८ ९
र्नयनलिनतुषारोऽत्यर्थमर्थानुरागः ॥४२॥

**અર્થ**:—દ્રવ્યને વિષે અત્યંત પ્રીતિ છે તે કલેશરૂપી હસ્તીને રહેવાના વિંધ્યાચળ સમાન છે, ક્રોધરૂપી ગૃધ્રપક્ષીને રહેવાને સ્મશાન તુલ્ય છે, દુઃખરૂપી સર્પને રહેવાને રાફડા બરોબર છે, અને દ્વેષરૂપી ચોરને સંધ્યા ( રાત્રી ) સમાન છે, વળી તે પુણ્યરૂપી વનને ( બાળવાને ) દાવાગ્નિસમાન, નમ્રતારૂપી મેઘને ( નાશ કરવાને ) વાયુસમાન અને ન્યાયરૂપી કમલિની ( પોયણી ) ને ( નાશ કરવાને ) હીમ સમાન છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

२ १ ४ ३ ५ ६
प्रत्यर्थी प्रशमस्य मित्रमधृतेर्मोहस्य विश्रामभूः,
७ ८ ९ १० ११ १२
पापानां खनिरापदां पदमसद्ध्यानस्य लीलावनम् ।
१३ १४ १५ १६ १७ १८ १९
व्याक्षेपस्य निधिर्मदस्य सचिवः शोकस्य हेतुः कलेः,
२० २१ २२ २३ २४ २२
केलीवेश्म परिग्रहः परिहृतेर्योग्यो विविक्तात्मनाम् ॥४३

**અર્થ**:-ઉપશમના શત્રુરૂપ, અસંતોષના મિત્રસમાન, મોહની વિશ્રામભૂમિ, પાપની ખાણ, આપત્તિઓનું સ્થાન, અશુભ ધ્યાનનું ક્રીડાવન, વ્યાકુળતાનો નિધાન, અહંકારનો મંત્રી, શોકનો હેતુ, અને કલેશને રમવાનું ઘર, એવો જે પરિગ્રહ છે, તે વિવેકી પુરૂષોએ ત્યાગ કરવા લાયક છે.

૩ ૬ ૫ ૪ ૨ ૧ ૯ ૮ ૭
**वह्निस्तृप्यति नेंधनैरिह यथा नांभोभिरंभोनिधि,-**
૧૦ ૧૧ ૧૩ ૧૪ ૧૫.૧૨ ૧૬ ૧૭
**स्तद्वन्मोहघनो घनैरपि धनैर्जंतुर्न संतुष्यति ।**
૨૦ ૧૮ ૧૯ ૨૧ ૨૫ ૨૪ ૨૩ ૨૬ ૨૭
**न त्वेवं मनुते विमुच्य विभवं निःशेषमन्यं भवं,**
૨૮ ૨૨ ૨૯ ૩૦ ૩૧ ૩૫ ૩૩ ૩૨ ૩૪
**यात्यात्मा तदहं मुधैव विदधाम्येनांसि भूयांसि किम् ॥**

**અર્થ**:-જેમ આલોકને વિષે ઘણાં કાષ્ટોથી અગ્નિ અને જળથી સમુદ્ર તૃપ્તિ પામો નથી, તેમ મોહથી વ્યાપ્ત એવો જીવ ઘણા દ્રવ્યથી પણ સંતોષ પામતો નથી. તોપણ તે એમ નથી માનતો કે, આત્મા તો સમસ્ત વૈભવને તજી દઇને બીજો જન્મ પ્રાપ્ત કરે છે, માટે હું શા માટે નકામાં વધારે પાપ કરૂં ?

હવે ક્રોધજયાર્થે બે કાવ્યોમાં ઉપદેશ આપે છે.

૧ ૪ ૩ ૨ ૫
**यो मित्रं मधुनो विकारकरणे संत्राससंपादने,**
૬ ૭ ૮ ૯ ૧૦
**सर्पस्य प्रतिबिंबमंगदहने सप्तार्चिषः सोदरः ।**

चैतन्यस्य निषूदने विषतरोः सब्रह्मचारी चिरं,
स क्रोधः कुशलाभिलाषकुशलैः प्रोन्मूलमुन्मूल्यताम्॥

અર્થઃ-જે ક્રોધ ( ચિત્તને વિષે ) વિકાર કરવામાં મદ્યનો મિત્ર છે; તથા ત્રાસ ઉત્પન્ન કરવામાં સર્પના પ્રતિબિંબ સમાન, શરીરને બાળવાને અગ્નિના બંધુ સમાન, અને જ્ઞાનનો નાશ કરવામાં અતિશયપણે વિષ વૃક્ષના સાધર્મિક સમાન છે; તે ક્રોધનો પોતાના હિતની વાંછામાં કુશળ એવા પુરૂષોએ મૂળથીજ ઉચ્છેદ કરવો.

( हरिणीवृत्तम् )

फलति कलितश्रेयःश्रेणिप्रसूनपरंपरः,
प्रशमपयसा सिक्तो मुक्तिं तपश्चरणद्रुमः ।
यदि पुनरसौ प्रत्यासत्तिं प्रकोपहविर्भुजो,
भजति लभते भस्मीभावं तदा विफलोदयः ॥४३॥

અર્થઃ-જેણે કલ્યાણની પંક્તિરૂપ પુણ્યની શ્રેણિને ઉત્પન્ન કરી છે, અને જે શમતારૂપી જળથી સિંચાયું છે એવું જે તપચારિત્રરૂપી વૃક્ષ છે, તે મોક્ષને આપે છે; પરંતુ જો એ વૃક્ષ ક્રોધરૂપી અગ્નિની પાસે જાય, તો તે ફળ નહિ પ્રાપ્ત કરતાં ભસ્મ થઇ જાય છે.

હવે બે કાવ્યે કરીને ક્રોધના દોષો જાહેર કરે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

संतापं तनुते भिनत्ति विनयं सौहार्दमुत्सादय-
त्युद्वेगं जनयत्यवद्यवचनं सूते विधत्ते कलिम् ॥
कीर्तिं कृंतति दुर्मतिं वितरति व्याहंति पुण्योदयं,
दत्ते यः कुगतिं स हातुमुचितो रोषः सदोषः सताम् ॥४७

**અર્થ**:-જે ક્રોધ સંતાપને વિસ્તારે છે, વિવેકને ભેદી નાંખે છે, મિત્રતાનો નાશ કરે છે, ઉદ્વેગ ઉત્પન્ન કરે છે, અસત્ય વચનને જન્મ આપે છે, ક્લેશ કરાવે છે, કીર્તિનું ઉચ્છેદન કરે છે, દુષ્ટમતિ વિસ્તારે છે, પુણ્યના ઉદયનો નાશ કરે છે અને કુગતિએ લઈ જાય છે એવો જે દોષયુક્ત ક્રોધ, તે સત્પુરૂષોએ તજવા યોગ્ય છે.

यो धर्म्मं दहति द्रुमं दव इवोन्मथ्नाति नीतिं लतां,
दंती वेंदुकलां विधुंतुद इव क्लिश्नाति कीर्तिं नृणाम् ।
स्वार्थं वायुरिवांबुदं विघटयत्युल्लासयत्यापदं,
तृष्णां घर्म इवोचितः कृतकृपालोपः स कोपः कथम् ॥४८

**અર્થ**:-જેમ દાવાગ્નિ વૃક્ષને બાળે છે તેમ જે ક્રોધ ધર્મને બાળી નાંખે છે; જેમ હસ્તી વૃક્ષની લતાનું ઉન્મૂલન કરે છે તેમ જે ક્રોધ નીતિરૂપી લતાનું ઉન્મૂલન કરે છે, જેમ રાહુ ચંદ્રની કલાને કલેશ પમાડે છે તેમ જે ક્રોધ મનુષ્યની કીર્તિને નાશ પમાડે છે; જેમ વાયુ મેઘનો વિનાશ કરે છે તેમ જે ક્રોધ સ્વાર્થનો વિનાશ કરે છે; જેમ ગ્રીષ્મ-કાળ તૃષ્ણા ( તૃષા ) ને વધારે છે તેમ જે ક્રોધ આપત્તિને વધારે છે, અને જે દયાનો લોપ કરે કરે છે; એવો તે ક્રોધ કરવો યોગ્ય કેમ હોય ?

હવે ચાર કાવ્યે કરીને અહંકારનું સ્વરૂપ વર્ણવે છે.

( मन्दाक्रान्तावृत्तम् )

૧ ૪ ૩ ૨
**यस्मादाविर्भवति विततिर्दुस्तरापन्नदीनां,**
૫ ૬ ૭ ૮
**यस्मिन् शिष्टाभिरुचितगुणग्रामनामापि नास्ति।**
૧૧ ૧૦ ૧૩ ૧૫ ૧૨ ૧૪
**यश्च व्याप्तं वहति वधधीधूम्यया क्रोधदावं,**
૧૮ ૧૯ ૨૦ ૧૭ ૧૬
**तं मानाद्रिं परिहर दुरारोहमौचित्यवृत्तेः ॥४९॥**

**અર્થ**:-જેથી ન તરી શકાય એવી આપત્તિરૂપી નદીઓની પંક્તિ પ્રગટ થાય છે, તથા જેને વિષે ઉત્તમ પુરૂષોને પ્રીતિકર એવા ગુણોના સમૂહનું નામ પણ નથી, વળી જે હિંસાબુદ્ધિરૂપી ધૂમાડાથી વ્યાપ્ત એવા ક્રોધરૂપી દાવાનલને

વહન કરે છે, અને ચઢવાને પણ કઠણ છે એવો જે માનરૂપી પર્વત તેનો યોગ્ય વિનયથી ત્યાગ કરો.

( शिखरिणीवृत्तम् )

१ २ ३ ४
**शमालानं भंजन् विमलमतिनाडीं विघटयन्,**
६ ५ ८ ७
**किरन् दुर्वाक्पांशूत्करमगणयन्नागमश्रृणिम् ।**
११ ९ १० १२ १३
**भ्रमन्नूर्व्यां स्वैरं विनयनयवीथीं विदलयन्,**
१५ १८ २० १९ २१ १४ १६ १७
**जनः कं नाऽनर्थं जनयति मदांधो द्विप इव ॥५०॥**

અર્થ:–જેમ મદોન્મત્ત હસ્તી આલન સ્થંભને તોડી નાંખે છે, તેમ અહંકારથી અંધ થએલો માણુસ પણ શમનારૂપી આલાન સ્થંભને તોડી નાંખે છે; જેમ મદોન્મત્ત હસ્તી મજબૂત સાંકળને તોડી નાંખે છે, તેમ અહંકારથી અંધ થએલો માણુસ પણ નિર્મળ બુદ્ધિરૂપ સાંકળને તોડી નાંખે છે; જેમ મદોન્મત્ત હસ્તી ધૂળના સમૂહને ઉડાડે છે, તેમ અહંકારથી અંધ થએલો માણુસ પણ દુર્વચનરૂપ ધૂળને ઉડાડે છે; જેમ મદોન્મત્ત હસ્તી અંકુશને ગણુતો નથી, તેમ અહંકારથી અંધ થએલો માણુસ પણ આગમરૂપી અંકુશને ગણુતો નથી; વળી મદોન્મત્ત હસ્તી જેમ સારા માર્ગને તોડી નાંખીને પોતાની મરજી પ્રમાણે પૃથ્વી ઉપર ભમે છે, તેમ અહંકારથી અંધ થએલો માણુસ પણ વિનયરૂપી ન્યાય-

માર્ગને તોડી નાંખીને પોતાની મરજી પ્રમાણે પૃથ્વી ઉપર ભમે છે; એવો તે અહંકારથી અંધ થએલો માણુસ કયા પ્રકારના અનર્થને નથી ઉત્પન્ન કરતો ? અર્થાત્ સર્વ અનર્થને ઉત્પન્ન કરે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

५ ६ ३ २ ४
आचित्याचरणं विलुंपति पयोवाहं नभस्वानिव,
१२ ११ १३ ७ १० ८ ९
प्रध्वंसं विनयं नयत्यहिरिव प्राणस्पृशां जीवितम् ।
१७ १५ १४ १६ १९ १८
कीर्तिं कैरविणीं मतंगज इव प्रोन्मूलयत्यंजसा,
१ २० २२ २१ २५ २४ २३
मानो नीच इवोपकारनिकरं हंति त्रिवर्गं नृणाम् ॥८१॥

અર્થ:—અહંકાર વાયુની પેઠે મેઘરૂપી યોગ્ય આચરણનો લોપ કરે છે; સર્પની પેઠે મનુષ્યના જીવિતરૂપ વિનયનો નાશ કરે છે; મદોન્મત્ત હસ્તીની પેઠે કમલિનીરૂપી કીર્તિનું ઉન્મૂલન કરે છે; અને નીચ પુરૂષ જેમ ઉપકારના સમૂહને હણે છે, તેમ મનુષ્યોના ધર્મ-અર્થ-કામ-રૂપી ત્રણે વર્ગનો નાશ કરે છે.

( वसन्ततिलकावृत्तम् )

५ १
मुष्णाति यः कृतसमस्त[illegible]र्थं,
२ ४ ३
संजीवनं विनयजीवितमंगभाजाम् ।

६ ८ ९
जात्यादिमानविषजं विषमं विकारं,
७ १० १२ ११
तं मार्दवामृतरसेन नयस्व शांतिम् ॥५२॥

અર્થઃ-જે સમસ્ત વાંછિતાર્થને સંજીવન કરનાર એવા મનુષ્યોના વિનયરૂપી જીવિતનું ઉચ્છેદન કરે છે, એવા જાતિ-કુલ પ્રમુખનાં માનરૂપી વિષથી ઉત્પન્ન થતા વિષમ વિકારને, કોમલતારૂપી અમૃત રસથી શાન્તિ પમાડો.

હવે માયા ત્યાગવાનો ઉપદેશ આપે છે.

( मालिनीवृत्तम् )

१ २
कुशलजननवंध्यां सत्यसूर्यास्तसंध्यां,
३ ४
कुगतियुवतिमालां मोहमातंगशालाम् ।
५ ६
शमकमलहिमानीं दुर्यशोराजधानीं,
७ ९ १० ८
व्यसनशतसहायां दूरतो मुंच मायाम् ॥५३॥

અર્થઃ-ક્ષેમ (કુશળ)ને ઉત્પન્ન કરવામાં વાંઝણી સ્ત્રીસમાન, સત્યવચનરૂપી સૂર્યને અસ્ત થવાને સંધ્યાસમાન, કુગતિરૂપી યુવતીની વરમાળાસમાન, મોહરૂપી હસ્તીની શાળાસમાન, ઉપશમરૂપી કમળપુષ્પને હિમસમાન, અપયશની રાજધાની, અને સેંકડોબંધ દુઃખોની સહાયવાળી એવી જે માયા, તેનો દૂરથીજ ત્યાગ કરો.

( उपेन्द्रवज्रावृत्तम् )

५ ४ २ ३ ६ १ ७ ८
विधाय मायां विविधैरुपायैः, परस्य ये वंचनमाचरंति।
१० १४ ११ ९ १२ १३
ते वंचयंति त्रिदिवापवर्ग-सुखान्महामोहसखाःस्वमेव॥

અર્થઃ—જેઓ વિવિધ પ્રકારના ઉપાયોથી માયા રચીને પરજનને છેતરે છે, તેઓ મહા અજ્ઞાનયુક્ત છતા પોતેજ સ્વર્ગ અને મોક્ષના સુખથી પોતાના આત્માને છેતરે છે.

( इन्द्रवंशावृत्तम् )

५ ४
मायामविश्वासविलासमंदिरं,
१ २ ६ ३
दुराशयो यः कुरुते धनाशया।
७ ९ १५ ८ १६
सोऽनर्थसार्थं न पतंतमीक्षते,
१४ १२ १३ १० ११
यथा बिडालो लगुडं पयः पिबन्॥ ૯૯ ॥

અર્થઃ—જે દુષ્ટ આશયવાળો માણુસ દ્રવ્યની આશાથી, અવિશ્વાસને રમવાના ઘરરૂપી એવી માયા (કપટ)ને રચે છે, તે બિલાડી જેમ દૂધ પીતી છતી દંડનો પ્રહાર (થશે એમ) જાણુતી નથી, તેમ કષ્ટનો સમૂહ આવી પડશે એમ જાણુતો નથી.

( वसन्ततिलकावृत्तम् )

२ ५
मुग्धप्रतारणपरायणमुज्जिहीते,

३ ४ १
यत्पाटवं कपटलंपटचित्तवृत्तेः ।
१७ १४ १३ ७ ८ १५
जीर्यत्युपप्लवमवश्यमिहाऽप्यकृत्वा,
१६ १० १२ ११ ९ ६
नाऽपथ्यभोजनमिवामयमायतौ तत् ॥८६॥

અર્થ:-જેમ અપથ્ય ભોજન રોગ કર્યા વિના પરિણમતું નથી, તેમ કપટને વિષે લંપટ ચિત્તવૃત્તિવાળા મનુષ્યનું મૂર્ખજનને છેતરવામાં તત્પર એવું જે ચાતુર્ય પ્રકટ થાય છે, તે ભવિષ્યમાં ઉપદ્રવ કર્યા વિના પરિણામ પામતું નથી.

હવે લોભનો ત્યાગ બતાવે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

२ ३ ४ ५ ६ ८ ७
यद्दुर्गामटवीमटंति विकटं क्रामंति देशांतरं,
११ ९ १० १२ १३ १४
गाहंते गहनं समुद्रमतनुक्लेशां कृषिं कुर्वते ।
१७ १५ १६ १८
सेवंते कृपणं पतिं गजघटासंघट्टदुःसंचरं,
२० १९ १ २१ २२
सर्प्पंति प्रधनं धनांधितधियस्तल्लोभविस्फूर्जितम् ॥८७॥

અર્થ:-ધનથી અંધ થઇ છે બુદ્ધિ જેની એવા પુરૂષો જે વિષમ અટવીનેવિષે ભ્રમણ કરે છે, વિકટ પરદેશનેવિષે ફરે છે, ગહન એવા સમુદ્રનું ઉલ્લંઘન કરે છે, બહુ દુઃખવાળી

ખેતી કરે છે, કૃપણ પતિની સેવા કરે છે, અને હસ્તીઓના સમૂહના સંઘટ્ટ ( પાસે પાસે રહેવા )થી અંદર પ્રવેશ ન થઈ શકે એવા સંગ્રામને વિષે પણ જાય છે, એ સર્વ લોભનું ચેષ્ટિત છે.

**मूलं मोहविषद्रुमस्य सुकृतांभोराशिकुंभोद्भवः,**
**क्रोधाग्नेररणिः प्रतापतरणिप्रच्छादने तोयदः ।**
**क्रीडासद्मकलेर्विवेकशशिनः स्वर्भानुरापन्नदी-**
**सिंधुः कीर्तिलताकलापकलभो लोभः पराभूयताम् ॥५८**

અર્થઃ—અજ્ઞાનરૂપી વિષવૃક્ષનું મૂળ, સુકૃત્યરૂપી સમુદ્રને ( શોષણ કરવાને ) અગસ્ત્યઋષિસમાન, ક્રોધરૂપી અગ્નિને ( સળગાવવાને ) અરણિના કાષ્ઠસમાન, પ્રતાપરૂપી સૂર્યને ઢાંકવામાં મેઘસમાન, ક્લેશનું ક્રીડાગૃહ, વિવેકરૂપી ચંદ્રમાને ( ગળી જવાને ) રાહુસમાન, આપત્તિરૂપી નદીઓના સમુદ્ર-સમાન, અને કીર્તિરૂપી લતાના સમૂહનો નાશ કરવામાં હસ્તીસમાન એવો જે લોભ, તેનો પરાભવ કરો.

( वसंततिलकावृत्तम् )

**निःशेषधर्मवनदाहविजृंभमाणे,**
**दुःखौघभस्मनि विसर्पदकीर्तिधूमे ।**

**बाढं धनेंधनसमागमदीप्यमाने,**

**लोभानले शलभतां लभते गुणौघः ॥५९॥**

**અર્થઃ**-સમસ્ત ધર્મરૂપી વનને બાળવાથી વિસ્તાર પામતા, દુઃખોના સમૂહરૂપી ભસ્મવાળા, પ્રસરતા અકીર્તિરૂપી ધૂમાડાવાળા, અને ધનરૂપી ઇંધનના સમાગમથી અત્યંત જાજ્વલ્યમાન એવા લોભરૂપી અગ્નિનેવિષે ( સર્વ ) સદ્ગુણોનો સમૂહ પતંગપણાને પ્રાપ્ત થાય છે, અર્થાત્ એવા લોભરૂપ અગ્નિમાં પડીને સદ્ગુણોનો સમૂહ બળી જાય છે.

હવે સંતોષના ગુણો સ્તવે છે.

**( शार्दूलविक्रीडितवृत्तम् )**

**जातः कल्पतरुः पुरः सुरगवी तेषां प्रविष्टा गृहे,**

**चिंतारत्नमुपस्थितं करतले प्राप्तो निधिः संनिधिम् ।**

**विश्वं वश्यमवश्यमेव सुलभाः स्वर्गापवर्गश्रियो,**

**ये संतोषमशेषदोषदहनध्वंसांबुदं बिभ्रते ॥ ६० ॥**

**અર્થઃ**-સમસ્ત દોષરૂપી અગ્નિને શમાવવામાં મેઘસમાન એવો જે સંતોષ, તેને જે પુરુષો ધારણ કરે છે, તેમની આગળ કલ્પવૃક્ષ-ઉત્પન્ન થયું છે, તેમના ઘરને વિષે કામધેનુએ પ્રવેશ કર્યો છે, તેમના હસ્તતળને વિષે ચિંતામણિ રત્ન પ્રાપ્ત

થયું છે, તેમજ તેમને સ્વર્ગ અને મોક્ષની લક્ષ્મી અવશ્ય સુલભ છે ( એમ સમજવું ).

હવે સૌજન્યતા રાખવાનો ઉપદેશ આપે છે.

( शिखरिणीवृत्तम् )

वरं क्षिप्तः पाणिः कुपितफणिनो वक्त्रकुहरे,
वरं झंपापातो ज्वलदनलकुंडे विरचितः ।
वरं प्रासप्रांतः सपदि जठरांतर्विनिहितो,
न जन्यं दौर्जन्यं तदपि विपदां सद्म विदुषा ॥६१

**અર્થ:**–કોપાયમાન થએલા સર્પના મુખનેવિષે હાથ નાંખવો તે સારો; જાજ્વલ્યમાન અગ્નિના કુંડનેવિષે ઝંપાપાત કરવો તે સારો; ઉદરના મધ્યભાગને વિષે ભાલાનો અગ્રભાગ નાંખવો તે સારો; પણ પંડિત પુરૂષે આપત્તિનું સ્થાનક એવું જે દુર્જનપણું કરવું તે સારૂં નહી.

( वसन्ततिलकावृत्तम् )

सौजन्यमेव विदधाति यशश्चयं च,
स्वःश्रेयसं च विभवं च भवक्षयं च ।
दौर्जन्यमावहसि यत् कुमते तदर्थं,

१९ २० २१ १७ १८
धान्येऽनलं *दिशसि तज्जलसेकसाध्ये ॥६२॥

અર્થ:-સુજનતાજ પુરૂષોના યશના સમૂહને ધારણ કરે છે, તેમનું શ્રેય કરે છે, વૈભવ કરે છે અને સંસારનો ક્ષય કરે છે. હે દુર્બુદ્ધિ ! તું તે તે કારણો (યશ, વૈભવ અને સંસારનો ક્ષય કરવા) ને અર્થે દુર્જનતા ધારણ કરે છે, તે તો તું જળસિંચનથી મેળવવા યોગ્ય એવા ધાન્યના ક્ષેત્રને વિષે અગ્નિ મૂકે છે.

( पृथ्वीवृत्तम् )

४ ३ १ २
वरं विभववंध्यता सुजनभावभाजां नृणा-
६ ९ ५ ७ ८
मसाधुचरितार्जिता न पुनरूर्जिताः संपदः ।
१३ १४ १५ १२ १० ११
कृशत्वमपि शोभते सहजमायतौ सुंदरं,
१७ २० १६ १८ १९
विपाकविरसा न तु श्वयथुसंभवा स्थूलता ॥६३॥

અર્થ:-સુજનતાવાળા મનુષ્યોને વૈભવરહિતપણું અર્થાત્ દારિદ્ર એજ સારૂં છે; પણ દુષ્ટ આચરણ વડે ઉપાર્જેલી સંપત્તિ સારી નથી; કારણકે આગામિ કાળને વિષે સુંદર એવું જે સ્વાભાવિક દુર્બળપણું (કૃષપણું) તે શોભે છે, પણ પરિણામે દારૂણ એવી જે સોજો ચઢવાથી થએલી પુષ્ટતા તે શોભતી નથી.

---

* पाठान्तरे-क्षिपसि ।

( शार्दूलविक्रीडितवृत्तम् )

३ १ ६ ८ ४ ५ ७
न ब्रूते परदूषणं परगुणं वक्त्यल्पमप्यन्वहं,
१० ११ ९ १२ १४ १३
संतोषं वहते परर्द्धिषु पराबाधासु धत्ते शुचम् ।
१५ १६ १७ १९ २० १८ २२ २१ २३
स्वश्लाघां न करोति नोज्झति नयं नौचित्यमुल्लंघय-
२५ २६ २४ २७ २८ २९ ३० ३२ ३१
त्युक्तोप्यप्रियमक्षमां न रचयत्येतच्चरित्रं सताम् ॥६४॥

અર્થ:-( સજ્જનપુરૂષો ) પારકા દોષને કહેતા નથી; પરંતુ પારકા ગુણને, તે અલ્પ હોય તો પણ નિરંતર, કહે છે; પારકી સંપત્તિને વિષે ( પારકી સંપત્તિને જોઇને ) સંતોષ, અને પર પીડાને વિષે ( પર પીડાને જોઇને ) શોક ધારણ કરે છે; આત્મપ્રશંસા કરતા નથી; ન્યાયનો ત્યાગ કરતા નથી અને યોગ્યતાનું ઉલ્લંઘન કરતા નથી; વળી તેમને અપ્રિય વચન કહ્યાં હોય તોપણ તેઓ ક્રોધ કરતા નથી; આવું સત્પુરૂષોનું ચરિત્ર છે.

હવે ગુણીજનના સંગનું વર્ણન કરે છે.

११ १० १३ १२ १५ १४ ९
धर्मं ध्वस्तदयो यशश्च्युतनयो वित्तं प्रमत्तः पुमान्,
१७ १६ १९ १८ २० २१
काव्यं निष्प्रतिभस्तपः शमदयाशून्योऽल्पमेधाः श्रुतम् ।
२३ २२. २५ २६ २४ २७ ८
वस्त्वालोकमलोचनश्चलमना ध्यानं च वांछत्यसौ,

૧ ૪ ૩ ૫ ૨ ૬ ૭
**यः संगं गुणिनां विमुच्य विमतिः कल्याणमाकांक्षति ॥**

**અર્થ:**—જે બુદ્ધિહિન પુરૂષ ગુણીજનોનો સંગ ત્યજી દઈને કલ્યાણની ઈચ્છા રાખે છે; તે દયાનો ત્યાગ કરીને ધર્મની ઇચ્છા કરે છે ( એમ સમજવું ), ન્યાયનો ત્યાગ કરીને યશની, પ્રમાદી થઈને દ્રવ્યની, બુદ્ધિ વિના કાવ્ય કરવાની, શમતા અને દયા વિના તપની, અલ્પમતિવાળો છતાં શાસ્ત્રના અધ્યયનની, નેત્ર વિના વસ્તુઓને જોવાની, અને ચંચળ ચિત્તવાળો છતાં ધ્યાનની ઇચ્છા કરે છે ( એમ સમજવું ).

( हरिणीवृत्तम )

૩ ૨ ૫ ૪ ૭ ૬
**हरति कुमतिं भिन्ते मोहं करोति विवेकितां,**
૯ ૮ ૧૧ ૧૦ ૧૩ ૧૨
**वितरति रतिं सूते नीतिं तनोति गुणावलिम् ।**
૧૫ ૧૪ ૧૭ ૧૬ ૧૯ ૧૮
**प्रथयति यशो धत्ते धर्म्मं व्यपोहति दुर्गतिं,**
૨૪ ૨૦ ૨૧ ૨૩ ૨૨ ૧
**जनयति नृणां किं नाभीष्टं गुणोत्तमसंगमः ॥६६॥**

**અર્થ:**—ગુણો વડે ઉત્તમ એવા જનોનો સંગમ મનુષ્યોના શું શું ઇચ્છિતને નથી ઉત્પન્ન કરતો ? ( તે સંગમ ) કુમતિને હરે છે, મોહને ભેદે છે, તત્વ અને અતત્વનું ભાન કરાવે છે, સંતોષ આપે છે, નીતિને પ્રસવે છે, ગુણ સમૂહને વિસ્તારે છે, યશને ફેલાવે છે, ધર્મને ધારણ કરે છે અને દુર્ગતિને દૂર કરે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

लब्धुं बुद्धिकलापमापदमपाकर्त्तुं विहर्तुं पथि,
प्राप्तुं कीर्तिमसाधुतां विधुवितुं धर्मं समासेवितुम् ।
रोद्धुं पापविपाकमाकलयितुं स्वर्गापवर्गश्रियं,
चेत्त्वं चित्त समीहसे गुणवतां संगं तदंगीकुरु ॥६७॥

**અર્થઃ**-હે ચિત્ત ? જો તું બુદ્ધિના સમૂહને પ્રાપ્ત કરવાને, આપતિને દૂર કરવાને, ન્યાયમાર્ગને વિષે વિચરવાને, કીર્ત્તિ સંપાદન કરવાને, દુર્જનતાનો ત્યાગ કરવાને, ધર્મનું ઉત્તમ રીતે સેવન કરવાને, પાપના ફળને રોકવાને, અને સ્વર્ગ તથા મોક્ષની લક્ષ્મીનો અનુભવ કરવાને ઇચ્છતું હોય, તો ગુણીજનના સંગનો સ્વીકાર કર.

હવે નિર્ગુણીની સોબતથી થતા દોષો કહે છે.

( हरिणीवृत्तम् )

हिमति महिमांभोजे चंडानिलत्युदयांबुदे,
द्विरदति दयारामे क्षेमक्षमाभृति वज्रति ।
समिधति कुमत्यग्नौ कंदत्यनीतिलतासु यः,
किमभिलषतां श्रेयः श्रेयः? स निर्गुणसंगमः ॥६८॥

**અર્થ**:-જે (નિર્ગુણી જનનો સંગમ) મહિમારૂપી કમલની ઉપર હિમ સમાન છે, ઉદયરૂપી મેઘને વિષે પ્રચંડ વાયુસમાન છે, દયારૂપી ઉદ્યાનને વિષે હસ્તીતુલ્ય છે, કલ્યાણરૂપી પર્વતને વિષે વજ્ર જેવો છે, કુમતિરૂપી અગ્નિને વિષે લાકડાં સમાન છે અને અન્યાયરૂપી લતાને વિષે કંદ તુલ્ય છે; એવો જે નિર્ગુણી જનનો સમાગમ, તે શું કલ્યાણની ઈચ્છાવાળા પુરૂષોએ આશ્રય કરવા યોગ્ય છે ? અર્થાત્ નથી.

હવે ઇંદ્રિયોનો જય કરવા બોધ કરે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

२ ३ ४ १ ५
**आत्मानं कुपथेन निर्गमयितुं यः शूकलाश्वायते,**
७ ६ ८
**कृत्याकृत्यविवेकजीवितहृतौ यः कृष्णसर्पायते ।**
९ १० ११
**यः पुण्यद्रुमखंडखंडनविधौ स्फूर्जत्कुठारायते,**
१२ १३ १४ १५ १६ १७
**तं लुप्तव्रतमुद्रमिंद्रियगणं जित्वा शुभंयुर्भव ॥ ६० ॥**

**અર્થ**:-હે સાધુ ? વ્રતની મર્યાદાને છેદનારો એવો જે ઇંદ્રિયોનો સમૂહ, તે આત્માને કુમાર્ગે લઇ જવાને હઠીલા અશ્વની પેઠે આચરણ કરે છે, કૃત્ય અને અકૃત્યના વિવેકરૂપી જીવિતનું હરણ કરવામાં કૃષ્ણસર્પ સમાન આચરણ કરે છે અને ધર્મરૂપી વૃક્ષના વનને ખંડન કરવામાં સ્ફુર્જિત કૂહાડી સમાન આચરણ કરે છે, તે ઇંદ્રિયના સમૂહનો પરાજય

કરીને કલ્યાણ પ્રાપ્ત કર.

( शिखरिणीवृत्तम )

૨ ૧ ૩ ૪ ૫ ૬
**प्रतिष्ठां यन्निष्ठां नयति नयनिष्ठां विघटय-**
૭ ૯ ૮ ૯ ૧૦ ૧૧
**त्यकृत्येष्वाधत्ते मतिमतपसि प्रेम तनुते ।**
૧૨ ૧૩ ૧૪ ૧૭ ૧૫ ૧૬
**विवेकस्योत्सेकं विदलयति दत्ते च विपदं,**
૨૦ ૧૮ ૧૯ ૨૧ ૨૩ ૨૨
**पदं तद्दोषाणां करणनिकुरंबं कुरु वशे ॥ ७० ॥**

**અર્થઃ**-હે ભવ્ય જીવ ? સર્વ દોષોનું સ્થાનક એવા જે ઇંદ્રિયોનો સમૂહ, તે પ્રતિષ્ઠાનો નાશ કરે છે, ન્યાયની નિષ્ઠાને તોડી નાંખે છે, અકાર્યોને વિષે મતિ ધારણ કરે છે, અવિરતિને વિષે સ્નેહ કરે છે, વિવેકના ઉન્નતપણાનો વિનાશ કરે છે અને વિપત્તિને આપે છે; તે ઇંદ્રિયના સમૂહને તું પોતાને સ્વાધિન કર.

( शार्दूलविक्रीडितवृत्तम् )

૨ ૧ ૩ ૪ ૫ ૬
**धत्तां मौनमगारमुज्झतु विधिप्रागल्भ्यमभ्यस्यता-**
૮ ૭ ૯ ૧૦ ૧૧ ૧૨
**मस्त्वंतर्गणमागमश्रममुपादत्तां तपस्तप्यताम् ।**
૧૪ ૧૭ ૧૩
**श्रेयःपुंजनिकुंजभंजनमहावातं न चेदिंद्रिय-**
૧૫ ૧૬ ૧૮ ૨૧ ૨૨ ૨૩ ૨૦ ૧૯
**व्रातं जेतुमवैति भस्मनि हुतं जानीत सर्वं ततः ॥७१॥**

અર્થઃ-હે સાધુ ? મૌનવ્રત ધારણ કરો, ઘરનો ત્યાગ કરો, આચારના ચાતુર્યનો અભ્યાસ કરો, વનને વિષે ગમન કરો, સિદ્ધાંતના પાઠનો અભ્યાસ કરો ( અંગીકાર કરો ), તીવ્ર તપશ્ચર્યા કરો; ( એ બધું ગમે એટલું કરો ) પણ જ્યાં સુધી કલ્યાણના સમૂહરૂપ વનને ભાગવાને મહાવાયુ સમાન એવો જે ઇંદ્રિયોનો સમૂહ, તેનો પરાજય કરવાનું જાણ્યું નથી, ત્યાં સુધી તે સર્વ ( મૌનવ્રત આદિ ) ભસ્મને વિષે હોમેલા જેવું ( વૃથા ) જાણો.

१ २
धर्मध्वंसधुरीणमभ्रमरसावारीणमापत्प्रथा-
३ ४ ५
लंकर्मीणमशर्मनिर्मितिकलापारीणमेकांततः ।
६ ७ ८ ९
सर्वान्नीनमनात्मनीनमनयात्यंतीनमिष्टे यथा,
१० ११ १३ १२ १४
कामीनं कुमताध्वनीनमजयन्नक्षौघमक्षेमभाक् ॥७२॥

અર્થઃ-ધર્મનો નાશ કરવામાં અગ્રેસર, સત્ય વાતને આવરણ કરનાર, આપત્તિને વિસ્તારવામાં સમર્થ, દુઃખ ઉત્પન્ન કરવાના કાર્યમાં પાર પામેલો, એકાંત સર્વ-અન્ન-ભક્ષક, આત્માને અહિતકારી, અન્યાય માર્ગમાં ચાલનાર, ઇચ્છિતને વિષે સ્વેચ્છાએ વર્તનારો, અને કુમત માર્ગને વિષે જનારો એવો જે ઇંદ્રિયોનો સમૂહ છે, તેને નહિ જીતનારો પ્રાણી કલ્યાણને ભજનારો- થતો નથી, અર્થાત્ એવા મનુષ્યનું શ્રેય થતું નથી.

હવે લક્ષ્મીના સ્વભાવનું વર્ણન કરે છે.

**निम्नं गच्छति निम्नगेव नितरां निद्रेव विष्कंभते,**
**चैतन्यं मदिरेव पुष्यति मदं धूम्येव दत्तेंऽधताम् ।**
**चापल्यं चपलेव चुंबति दवज्वालेव तृष्णां नय-**
**त्युल्लासं कुलटांगनेव कमला स्वैरं परिभ्राम्यति ॥७३॥**

**અર્થઃ**–લક્ષ્મી નદીની પેઠે નીચ પ્રત્યે જાય છે; નિદ્રાની પેઠે ચૈતન્યનો વિનાશ કરે છે; મદિરાની પેઠે મદનું પોષણ કરે છે; ધૂમાડાના સમૂહની પેઠે અંધપણું આપે છે; વિજળીની પેઠે અસ્થિરપણાને ભજે છે; દાવાગ્નિની પેઠે તૃષ્ણાને વધારે છે; અને કુલટા સ્ત્રીની પેઠે સ્વેચ્છાએ ભ્રમણ કરે છે.

હવે ધનના સ્વભાવને વર્ણવે છે.

**दायादाः स्पृहयंति तस्करगणा मुष्णंति भूमीभुजो,**
**गृह्णंति च्छलमाकलय्य हुतभुग्भस्मीकरोतिक्षणात् ।**
**अंभः प्लावयति क्षितौ विनिहितं यक्षा हरंते हठात्,**
**दुर्वृत्तास्तनया नयंति निधनं धिग्बह्वधीनं धनम् ॥७४॥**

**અર્થ**:-જેની દાયાદો ( એક ગોત્રમાં જન્મેલા ) ઇચ્છા કરે છે, જેને ચોર લોકો ચોરી જાય છે, રાજાઓ છળ કરીને લઇ લે છે, અગ્નિ ક્ષણમાત્રમાં ભસ્મ કરે છે, જળ ડૂબાવી દે છે, ભૂમિને વિષે રાખ્યાથી વ્યંતરો બળાત્કારે હરી જાય છે અને જેનો દુરાચારી પુત્રો વિનાશ કરે છે એમ બહુ બહુ જણાને આધીન એવું જે ધન તેને ધિક્કાર થાઓ ?

૫ ૬ ૭ ૮ ૯ ૧૨ ૧૦ ૧૧
**नीचस्याऽपि चिरं चटूनि रचयंत्यायांति नीचैर्नतिं,**
૧૫ ૧૬ ૧૩ ૧૪ ૧૯ ૧૭ ૧૮
**शत्रोरप्यगुणात्मनोऽपि विदधत्युच्चैर्गुणोत्कीर्तनम् ।**
૨૪ ૨૫ ૨૬ ૨૩ ૨૦ ૨૧ ૨૨
**निर्वेदं न विदंति किंचिदकृतज्ञस्यापि सेवाक्रमे,**
૨૮ ૨૭ ૨૯ ૧ ૨ ૪ ૩૦ ૩
**कष्टं किं न मनस्विनोऽपि मनुजाः कुर्वंति वित्तार्थिनः ॥**

**અર્થ**:-માનવંતા મનુષ્યો પણ દ્રવ્યના અર્થી થઇને, નીચ પુરૂષોની આગળ ચિરકાળ મિષ્ટ વચન બોલે છે ( ખુશામત કરે છે ), નીચ પુરૂષોને નમસ્કાર કરે છે, નિર્ગુણી શત્રુનું પણ ઉંચે સ્વરે ગુણવર્ણન કરે છે; અને કરેલા ગુણને નહિ જાણનારા સ્વામીની સેવા કરવામાં પણ કાંઇ દુઃખ ધરતા નથી; આમ તેઓ શું શું કષ્ટ નથી કરતા ?

૧ ૨ ૪ ૨ ૩
**लक्ष्मीः सर्पति नीचमर्णवपयः संगादिवांभोजिनी-**
૬ ૭ ૮ ૧૨ ૯ ૧૦ ૧૩ ૧૧
**संसर्गादिव कंटकाकुलपदा न क्वाऽपि धत्ते पदम् ।**

૧૭ ૧૪ ૧૫ ૧૬ ૧૯ ૧૮

**चैतन्यं विषसन्निधेरिव नृणामुज्झासयत्यंजसा,**

૨૨ ૨૧ ૨૫ ૨૦ ૨૩ ૨૪

**धर्मस्थाननियोजनेन गुणिभिर्ग्राह्यं तदस्याः फलम् ॥७६**

**અર્થ**:-લક્ષ્મી સમુદ્રના જળના સંસર્ગથી જ હોયની ! તેમ નીચ પ્રત્યે જાય છે; કમલિનીના સંસર્ગથી પગમાં કાંટો વાગ્યો હોયની ! તેમ કોઇ સ્થળે પગ મૂકતી નથી; અને વિષની સાથે એક સ્થાનમાં રહેવાથીજ હોયની ! તેમ મનુષ્યોના ચૈતન્યનો એકદમ નાશ કરે છે; માટે ગુણીજનોએ તેને ( લક્ષ્મીને ) ધર્મને વિષે જોડીને ( ધર્મકાર્યમાં ખરચીને ) તેનું ફળ ગ્રહણ કરવું.

હવે દાનનો ઉપદેશ આપે છે.

૫ ૬ ૮ ૭ ૯ ૧૧ ૧૦

**चारित्रं चिनुते धिनोति विनयं ज्ञानं नयत्युन्नतिं,**

૧૩ ૧૨ ૧૪ ૧૫ ૧૭ ૧૬

**पुष्णाति प्रशमं तपः प्रबलयत्युल्लासयत्यागमम् ।**

૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩ ૨૪

**पुण्यं कंदलयत्यऽघं दलयति स्वर्गं ददाति क्रमात्,**

૨૫ ૨૬ ૨ ૧ ૩ ૪

**निर्वाणश्रियमातनोति निहितं पात्रे पवित्रं धनम् ॥७७॥**

**અર્થ**:-પાત્રને વિષે આપેલું એવું પવિત્ર દ્રવ્ય ચારિત્રની વૃદ્ધિ કરે છે, વિનયને વધારે છે, જ્ઞાનને ઉત્પન્ન કરે છે, શમતારસનું પોષણ કરે છે, તપને પ્રબળ કરે છે, શાસ્ત્રનો

ઉલ્લાસ કરે છે, પુણ્યને ઉત્પન્ન કરે છે, પાપનો વિનાશ કરે છે, સ્વર્ગને આપે છે અને અનુક્રમે મોક્ષરૂપી લક્ષ્મીને વિસ્તારે છે.

९ १० ८ ११ १३ १४ १२ १७
दारिद्र्यं न तमीक्षते न भजते दौर्भाग्यमालंबते,
१६ १५ १९ १८ २० २२ २१ २३
नाऽकीर्तिर्न पराभवोऽभिलषते न व्याधिरास्कंदति ।
२४ २५ २६ २९ २८ २७ ३३ ३१ ३२ ३०
दैन्यं नाद्रियते दुनोति न दरः क्लिश्नंति नैवापदः,
६ १ ७ २ ५ ४ ३
पात्रे यो वितरत्यनर्थदलनं दानं निदानं श्रियाम् ॥७८॥

અર્થ:-ઉપદ્રવનો નાશ કરનારૂં અને સંપત્તિનું કારણભૂત એવું જે દાન, તેને જે પુરૂષ પાત્રજનને વિષે આપે છે, તે પુરૂષની સામું દારિદ્ર્ય જોતું નથી, દૌર્ભાગ્ય તેને સેવતું નથી, અપયશ તેનો આશ્રય કરતો નથી, પરાભવ તેની અભિલાષા કરતો નથી, વ્યાધિ તેનું શોષણ કરતો નથી, દીનતા તેનો આદર કરતી નથી, ભય તેને પીડતો નથી, અને આપત્તિઓ તેને ક્લેશ પમાડતી નથી.

८ ९ १० ११ १२ ७ १३
लक्ष्मीः कामयते मतिर्मृगयते कीर्तिस्तमालोकते,
१४ १५ १७ १६ १८ १९
प्रीतिश्चुंबति सेवते सुभगता नीरोगताऽऽलिंगति ।
२० २१ २३ २२
श्रेयः संहतिरभ्युपैति वृणुते स्वर्गोपभोगस्थिति-

२४ २५ १ ६ २ ५ ४ ३
मुक्तिर्वांछति यः प्रयच्छति पुमान् पुण्यार्थमर्थं निजम् ॥

અર્થઃ—જે પુરૂષ પોતાનું દ્રવ્ય પુણ્યાર્થે આપે છે, તે પુરૂષની, લક્ષ્મી ઇચ્છા કરે છે, તેને બુદ્ધિ શોધે છે; કીર્તિ જુએ છે, પ્રીતિ ચુંબન કરે છે, સૌભાગ્ય સેવા કરે છે, આરોગ્યતા આલીંગન કરે છે, કલ્યાણની પરંપરા તેની સન્મુખ આવે છે, સ્વર્ગના ઉપભોગની પદ્ધત્તિ તેને વરે છે અને મોક્ષસ્ત્રી તેની વાંછા કરે છે.

( मन्दाक्रान्तावृत्तम् )

७ ९ ८ ११ १० १३ १२
तस्यासन्ना रतिरनुचरी कीर्तिरुत्कंठिता श्रीः,
१५ १४ १७ १६
स्निग्धा बुद्धिः परिचयपरा चक्रवर्तित्वऋद्धिः ।
१९ २० १८ २२ २१
पाणौ प्राप्ता त्रिदिवकमला कामुकी मुक्तिसंप-
५ ६ २ ४ ३ १
त्सप्तक्षेत्र्यां(?) वपति विपुलं वित्तबीजं निजं यः ॥८०॥

અર્થઃ—જે પુરૂષ પોતાના વિશાળ દ્રવ્યરૂપી બીજને સાત ક્ષેત્રંનવિષે વાવે છે, તે પુરૂષને સુખ સંપત્તિ સમીપ વર્તે છે, કીર્તિ દાસી થાય છે, લક્ષ્મી ( મળવાને ) ઉત્કંઠિત થાય છે, બુદ્ધિ સ્નેહવાળી થાય છે, ચક્રવર્તીપણાની રૂદ્ધિ પરિચય વાળી થાય છે, સ્વર્ગલક્ષ્મી હસ્તને વિષે પ્રાપ્ત થાય છે, અને મુક્તિસંપત્તિ અભિલાષાવાળી થાય છે.

હવે તપનો મહિમા વખાણે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

१ २ ३
यत्पूर्वार्जितकर्मशैलकुलिशं यत्कामदावानल-
४ ५ ६
ज्वालाजालजलं यदुग्रकरणग्रामाहिमंत्राक्षरम् ।
७ ८ ९
यत्प्रत्यूहतमःसमूहदिवसं यल्लब्धिलक्ष्मीलता-
१० ११ १२ १५ १३ १६ १४
मूलं तद्द्विविधं यथाविधि तपः कुर्वीत वीतस्पृहः॥८१॥

**અર્થઃ**–પૂર્વે ઉપાર્જન કરેલા કર્મરૂપી પર્વતને (છેદવાને) વજ્રસમાન, મનવંચ્છિતરૂપ દાવાનળની જાળને (શમાવવાને) જળસમાન, ઉગ્ર એવો જે ઇંદ્રિયસમૂહ તેરૂપ સર્પને ( વશ કરવાને ) મંત્રાક્ષરસમાન, વિઘ્નરૂપ અંધકારના સમૂહને ( નાશ કરવાને ) દિવસસમાન અને લબ્ધિ તથા લક્ષ્મીરૂપી લતાને (ઉત્પન્ન કરવાને) મૂળસમાન–એવા બે પ્રકારના તપને તમે કાંઇપણ ફળની ઇચ્છા કર્યાવિના વિધિ પ્રમાણે આદરો.

१ २ ३ ५ ४ ६
यस्माद्विघ्नपरंपरा विघटते दास्यं सुराः कुर्वते,
७ ८ १० ९ ११ १२
कामः शाम्यति दाम्यतींद्रियगणः कल्याणमुत्सर्पति ।
१४ १३ १८ १७ १६ १५
उन्मीलंति महर्द्धयः कलयति ध्वंसं चयः कर्मणां,
२२ १९ २१ २० २३ २८ २५ २४ २७ २६
स्वाधीनं त्रिदिवं शिवं च भवति श्लाघ्यं तपस्तन्न किम्॥

**અર્થ**:—જે તપથી કષ્ટપરંપરા નાશ થાય છે, દેવતાઓ દાસપણું કરે છે, કામવિકાર શાંત થાય છે, ઇંદ્રિયોનો સમૂહ દમાય છે, કલ્યાણ પ્રસરે છે, મહારૂદ્ધિઓ વિકસ્વર થાય છે, જ્ઞાનાવર્ણાદિકર્મસમૂહ નાશ પામે છે, તથા સ્વર્ગ અને મોક્ષ સ્વાધીન થાય છે, એવું જે તપ, તે શું પ્રશંસા કરવા લાયક નથી ?

૨ ૭ ૧ ૬ ૩ ૮ ૪ ૫
**कांतारं न यथेतरो ज्वलयितुं दक्षो दावाग्निं विना,**
૧૦ ૧૫ ૯ ૧૪ ૧૧ ૧૬ ૧૩ ૧૨
**दावाग्निं न यथापरः शमयितुं शक्तो विनांभोधरम् ।**
૨૪ ૨૦ ૨૧ ૧૯ ૨૩ ૨૨ ૧૭ ૧૮
**निष्णातः पवनं विना निरसितुं नान्यो यथांभोधरं,**
૨૬ ૨૮ ૨૯ ૩૧ ૩૦ ૨૭ ૩૨ ૨૫
**कर्मौघं तपसा बिना किमपरं हर्तुं समर्थस्तथा ॥८३॥**

**અર્થ**:—જેવી રીતે વનને બાળવાને દાવાગ્નિ વિના અન્ય કોઇ સમર્થ નથી, જેમ દાવાગ્નિને શમાવવાને મેઘવિના અન્ય કોઇ શક્તિમાન નથી, અને જેમ મેઘ વિખેરી નાંખવાને વાયુવિના અન્ય કોઇ નિપુણ નથી, તેવી રીતે કર્મના સમૂહને હરવામાં તપવિના અન્ય કોઇ સમર્થ નથી.

( स्रग्धरावृत्तम् )

૧ ૨ ૩
**संतोषस्थूलमूलः प्रशमपरिकरः स्कंधबंधप्रपंचः,**
૪ ૫ ૬
**पंचाक्षीरोधशाखः स्फुरदभयदलः शीलसंपत्प्रवालः ।**

૭ ૮
**श्रद्धांभःपूरसेकाद्विपुलकुलबलैश्वर्यसौंदर्यभोगः,**
૯ ૧૨ ૧૩ ૧૧ ૧૦
**स्वर्गादिप्राप्तिपुष्पः शिवसुखफलदः स्यात्तपःपादपोऽयम्**

**અર્થઃ**-જે ( તપરૂપી વૃક્ષ ) ને સંતોષરૂપી મ્હોટું મૂળ છે, શમતારૂપી પરિવાર છે, શ્રુતસ્કંધની રચનારૂપી વિસ્તાર છે, પંચેન્દ્રિયોના રોધનરૂપ શાખા છે, દેદીપ્યમાન અભય-દાનરૂપ પત્ર છે, શીલસંપત્તિરૂપ પલ્લવ છે, શ્રદ્ધારૂપી જળ-પૂરના સિંચનથી વિસ્તીર્ણ થએલાં એવાં જે કુળ-બળ-ઐશ્વર્ય અને સૌંદર્ય તે રૂપભોગ છે, અને સ્વર્ગાદિની પ્રાપ્તિરૂપ પુષ્પ છે, તેવું જે તપરૂપી વૃક્ષ તે શિવસુખરૂપ ફળને આપે છે.

હવે શુભ ભાવનો ઉપદેશ કહે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

૫ ૬ ૭ ૮
**नीरागे तरुणीकटाक्षितमिव त्यागव्यपेतप्रभौ,**
૯ ૧૦ ૧૩ ૧૪ ૧૧ ૧૨
**सेवाकष्टमिवोपरोपणमिवांभोजन्मनामश्मनि ।**
૧૬ ૧૭ ૧૮ ૧૫
**विष्वग्वर्षमिवोषरक्षितितले दानार्हदर्चातपः,**
૧ ૧૯ ૨ ૪ ૩
**स्वाध्यायाध्ययनादि निष्फलमनुष्ठानं विना भावनाम् ॥**

**અર્થઃ**-જેવી રીતે નિરાગી પુરૂષને વિષે યુવતીનો કટાક્ષ નિષ્ફળ છે, દાન રહિત પ્રભુને વિષે સેવાનું કષ્ટ નિષ્ફળ છે,

પાષાણુને વિષે કમળ વાવવાં તે નિષ્ફળ છે, ખારવાળી ભૂમિને વિષે વર્ષાદ નિષ્ફળ છે, તેવી રીતે તે દાન, જીનપૂજા, તપ અને સ્વાધ્યાયાદિ અનુષ્ઠાન પણુ ભાવના વિના નિષ્ફળ છે.

३ ४ ५ ६ ७ ८ ९ १०
**सर्वं ज्ञीप्सति पुण्यमीप्सति दयां धित्सत्यघं मित्सति,**
११ १२ १३ १४ १५
**क्रोधं दित्सति दानशीलतपसां साफल्यमादित्सति।**
१६ १७ १८ १९ २०
**कल्याणोपचयं चिकीर्षति भवांभोधेस्तटं लिप्सते,**
२१ २२ १ २ २३ २५ २४
**मुक्तिस्त्रीं परिरीप्सते यदि जनस्तद्भावयेद्भावनाम्॥८६॥**

**અર્થ**:—જો મનુષ્ય સર્વ જાણુવાને ઇચ્છતો હોય, ધર્મને ઇચ્છતો હોય, દયા ધારણુ કરવાને ઇચ્છતો હોય, પાપ માપવાને ઇચ્છતો હોય, ક્રોધને ખંડન કરવાને ઇચ્છતો હોય, દાન-શીલ-તપના સાફલ્યને ગ્રહણુ કરવાને ઇચ્છતો હોય, કલ્યાણુની વૃદ્ધિ કરવા ઇચ્છતો હોય, સંસારસમુદ્રના તટને પામવાને ઇચ્છતો હોય અને જો મુક્તિરૂપી સ્ત્રીનું આલીંગન કરવાને ઇચ્છતો હોય, તો તેણે શુભ ભાવના ભાવવી.

( पृथ्वीवृत्तम् )

१ २
**विवेकवनसारिणीं प्रशमशर्मसंजीवनीं,**
३ ४
**भवार्णवमहातरीं मदनदावमेघावलीम्।**

५ ६
चलाक्षमृगवागुरां गुरुकषायशैलाशनिं,
७ ९ ८ ११ १०
विमुक्तिपथवेसरीं भजत भावनां किं परैः ॥८७॥

**અર્થ**:-વિવેકરૂપી વનને ( પુષ્ટ કરવામાં ) નદીસમાન, શમતા સુખને ( સજીવન કરવામાં ) સંજીવનીતુલ્ય, સંસાર સમુદ્રને ( પાર ઉતારવામાં ) વિષે મહા નાવસમાન, કામાગ્નિને ( શાંત કરવામાં ) મેઘસમાન, ચલાયમાન ઇંદ્રિયોરૂપી મૃગને (બાંધવામાં) પાશસમાન, મહાકષાયરૂપી પર્વતને (તોડી પાડવામાં) વજ્રતુલ્ય, અને મોક્ષમાર્ગને વિષે ( ભાર વહન કરવામાં ) ખચ્ચરીસમાન, એવી જે ભાવના તેનું સેવન કરો; અન્ય અનુષ્ઠાનોથી શું ?

( शिखरिणीवृत्तम )

१ ३ २ ५ ६ ४
घनं दत्तं वित्तं जिनवचनमभ्यस्तमखिलं,
८ ७ ९ ११ १२ १०
क्रियाकांडं चंडं रचितमवनौ सुप्तमसकृत् ।
१४ १३ १५ १६ १७ १९ १८
तपस्तीव्रं तप्तं चरणमपि चीर्णं चिरतरं,
२३ २० २१ २२ २५ २४ २६
नचेच्चित्ते भावस्तुषवपनवत्सर्वमफलम् ॥ ८८ ॥

**અર્થ**:—બહુ દાન આપ્યાં, સમગ્ર જીનવચનનું અધ્યયન કર્યું, ભયંકર ક્રિયાકાંડ રચ્યો, વારંવાર ભૂમિ વિષે શયન કર્યું, તીવ્ર તપશ્ચર્યા કરી, ચિરકાળ પર્યંત ચારિત્ર પણ પાળ્યું,

પરંતુ જો ચિત્તને વિષે શુભ ભાવ નથી, તો એ સર્વ ફોતરાં ખાંડવાની પેઠે નિષ્ફળ છે વા ફોતરાં વાવવા સમાન છે.

હવે વૈરાગ્યનું વર્ણન કરે છે.

( हरिणीवृत्तम् )

१ २ ३
यदशुभरजःपाथो दृप्तेंद्रियद्विरदांकुशं,
४ ५
कुशलकुसुमोद्यानं माद्यन्मनःकपिशृंखला।
६ ७
विरतिरमणीलीलावेश्म स्मरज्वरभेषजं,
८ ९ १० ११ १३ १२
शिवपथरथस्तद्वैराग्यं, विमृश्य भवाऽभयः ॥८०॥

અર્થઃ-પાપરૂપી રજને ( શમાવી દેવામાં) જળસમાન, ઉન્મત્ત ઈંદ્રિયોરૂપી હસ્તીને ( વશ કરવામાં ) અંકુશસમાન, કુશળતારૂપી પુષ્પને (જન્મ આપવામાં) ઉદ્યાનસમાન, મદયુક્ત ચિત્તરૂપી વાનરને બાંધવાની સાંકળસમાન, વિરતિરૂપી રમણીના (ખેલવામાં) ક્રીડાગૃહતુલ્ય, કામદેવરૂપી તાવને (નાશ કરવામાં) ઔષધસમાન, અને મોક્ષમાર્ગને વિષે ( બેસવામાં ) રથતુલ્ય, એવો જે વૈરાગ્ય તેને વિચારીને સંસારના ભય રહિત થાઓ.

( वसन्ततिलकावृत्तम् )

१ २ ३
चंडानिलस्फुरितमब्दचयं दवार्चि-
४ ६ ५
र्वृक्षव्रजं तिमिरमंडलमर्कबिंबम्।

७ ८ १० १ ९
वज्रं महोध्रनिवहं नयते यथांतं,
१४ १२ १३ १६ ११ १५
वैराग्यमेकमपि कर्म तथा समग्रम् ॥९०॥

અર્થઃ-જેવી રીતે પ્રચંડ વાયુનું ચાલવું મેઘના સમૂહનો નાશ કરે છે; દાવાગ્નિ વૃક્ષોના સમૂહનો અંત લાવે છે; સૂર્યબિંબ અંધકારના સમૂહને દૂર કરે છે; અને વજ્ર પર્વતોના સમૂહને ચૂર્ણ કરે છે; તેવી રીતે એક એવો પણ વૈરાગ્ય સમગ્ર કર્મનો નાશ કરે છે.

( शिखरिणीवृत्तम् )

७ ६ ९ ८
नमस्या देवानां चरणवरिवस्या शुभगुरो-
११ १० १३ १२
स्तपस्या निःसीमश्रमपदमुपास्या गुणवताम् ।
१५ १४ १९ १७ १६ १८
निषण्णाऽरण्ये स्यात् करणदमविद्या च शिवदा,
२ १ ४ ५ ३
विरागः क्रूरागःक्षपणनिपुणोंऽतः स्फुरति चेत् ॥९१

અર્થ:-ક્રૂર એવા અપરાધને દૂર કરવામાં નિપુણ એવો જે વૈરાગ્ય, તે જો હૃદયને વિષે ખીલતો હોય તોજ, દેવને કરેલો નમસ્કાર, ઉત્તમ ગુરૂની ચરણસેવા, અત્યંત શ્રમનું સ્થાનક એવી તપશ્ચર્યા, ગુણવાન્ જનોની સેવા, અટવીને વિષે વાસ, અને ઇંદ્રિયોને દમવાની વિદ્યા એટલાં વાનાં મોક્ષદાયી થાય છે.

હવે વિરક્ત દશાના ગુણો કહે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

भोगान् कृष्णभुजंगभोगविषमान् राज्यं रजःसन्निभं,
बंधून्बंधनिबंधनानि विषयग्रामं विषान्नोपमम् ।
भूतिं भूतिसहोदरां तृणमिव स्त्रैणं विदित्वा त्यजन्,
तेष्वासक्तिमनाविलो विलभते मुक्तिं विरक्तः पुमान् ॥

**અર્થ**:-ભોગોને કૃષ્ણ સર્પના દેહની પેઠે વિષમ જાણીને, રાજ્યને રજ સમાન ગણીને, બંધુઓને બંધનના કારણરૂપ સમજીને, વિષયના સમૂહને વિષયુક્ત અન્નસમાન લેખીને, રૂદ્ધિને ભસ્મતુલ્ય જાણીને, અને સ્ત્રીસમૂહને તૃણની પેઠે અવગણીને, તે સર્વને વિષે આસક્તિ તજી દઇ, નિર્મળ અંતઃકરણવાળો વિરક્ત પુરૂષ મોક્ષ સંપાદન કરે છે.

હવે સામાન્ય ઉપદેશ કહે છે.

( उपजातिवृत्तम् )

जिनेंद्रपूजा गुरुपर्युपास्तिः, सत्त्वानुकंपा शुभपात्रदानम् ।
गुणानुरागः श्रुतिरागमस्य, नृजन्मवृक्षस्य फलान्यमूनि ॥

**અર્થ**:-જીનેશ્વરની પૂજા, ગુરૂની સેવા, પ્રાણી ઉપર દયા, સુપાત્ર દાન, ગુણી ઉપર પ્રીતિ, અને શાસ્ત્રશ્રવણ, એ છ વાનાં મનુષ્ય જન્મરૂપ વૃક્ષનાં ફળ છે.

( शिखरिणीवृत्तम् )

१ २ ३ ५ ६ ४
त्रिसंध्यं देवार्चां विरचय चयं प्रापय यशः,
८ ७ ९ १० १२ १३ ११
श्रियः पात्रे वापं जनय नयमार्गं नय मनः ।
१४ १५ १८ १६ १७
स्मरक्रोधाद्यारीन् दलय कलय प्राणिषु दयां,
१९ २० २१ २४ २२ २३
जिनोक्तं सिद्धांतं श्रृणु वृणु जवान्मुक्तिकमलाम् ॥

**અર્થઃ**-ત્રણે સંધ્યાસમયે જીનપૂજા કરો, કીર્તિ વધારો, લક્ષ્મીને સુપાત્રને વિષે વાવો, મનને ન્યાય માર્ગે દોરો, ક્રોધ, કામ આદિ શત્રુઓનો નાશ કરો, પ્રાણી માત્રને વિષે દયા કરો, વળી જીનેશ્વર પ્રણીત સિદ્ધાંતોનું શ્રવણ કરો; અને (એ સર્વ વાનાં કરીને) શીઘ્ર મોક્ષસ્ત્રીને વરો.

( शार्दूलविक्रीडितवृत्तम् )

२ १ ३ ४ ६ ५
कृत्वाऽर्हत्पदपूजनं यतिजनं नत्वा विदित्वाऽऽगमं,
९ ८ ७ १० १२ ११
हित्वा संगमधर्मकर्मठधियां पात्रेषु दत्त्वा धनम् ।
१५ १४ १३ १७ १६
गत्वा पद्धतिमुत्तमक्रमजुषां जित्वांऽतरारिव्रजं,
१९ १८ २३ २२ २० २१
स्मृत्वा पंचनमस्क्रियां कुरु करक्रोडस्थमिष्टं सुखम्॥९६

**અર્થઃ**-અર્હંત્ ભગવાનના ચરણની પૂજા કરીને, યતિજનોને નમસ્કાર કરીને, શાસ્ત્રજ્ઞાન સંપાદન કરીને. પાપને

વિષે આસક્ત બુદ્ધિવાળા મનુષ્યોનો સંગ ત્યજીને, સુપાત્રે દાન દઈને, ઉત્તમમાર્ગે ચાલનાર જનોની રીતિએ ચાલીને, છ અભ્યંતર શત્રુઓને જીતીને અને પંચપરમેષ્ઠી નમસ્કારને સ્મરણ કરીને, વાંછિત સુખને સંપાદન કરો.

( हरिणीवृत्तम )

५ १ ३ ४ २
**प्रसरति यथा कीर्तिर्दिक्षु क्षपाकरसोदरा-**
७ १० ९ ६ ८
**ऽभ्युदयजननी याति स्फातिं यथा गुणसंततिः ।**
१५ ११ १४ १३ १२
**कलयति यथा वृद्धिं धर्मः कुकर्महतिक्षमः,**
१७ १८ २१ १६ १९ २०
**कुशलसुलभे न्याय्ये कार्यं तथा पथि वर्तनम्॥१६॥**

**અર્થ:**—જેવી રીતે ચંદ્રસમાન ઉજ્વલ કીર્તિ દિશાઓને વિષે પ્રસરે, અભ્યુદય કરનારો ગુણસમૂહ વિસ્તાર પામે અને કુકર્મને હણવાને સમર્થ એવો ધર્મ વૃદ્ધિ પામે, તેવી રીતે ચતુર પુરૂષોને સુલભ એવા ન્યાય માર્ગને વિષે વર્તન કરવું.

( शिखरिणीवृत्तम )

१ २ ३ ४ ५
**करे श्लाघ्यस्त्यागः शिरसिगुरुपादप्रणमनं,**
६ ७ ८ १२ ११ ९ १०
**मुखे सत्या वाणी श्रुतमधिगतं च श्रवणयोः ।**
१३ १४ १५ १८ १७ १९ १६
**हृदि स्वच्छा वृत्तिर्विजयि भुजयोः पौरुषमहो,**
२१ २२ २० २३ २५ २४
**विनाप्यैश्वर्येण प्रकृतिमहतां मंडनमिदम् ॥१७॥**

અર્થ:-હાથને વિષે પ્રશસ્ય એવું જે દાન; શીરને વિષે ગુરૂના ચરણને પ્રણામ; મુખને વિષે સત્યવાણી; કાનને વિષે સંપાદન કરેલું શ્રુતજ્ઞાન; હૃદયને વિષે નિર્મળ વૃત્તિ અને ભુજાને વિષે વિજયવાન પૌરૂષ (પુરૂષાર્થ); આ સર્વ ઐશ્વર્ય-વિનાના એવા છતાં પણ સ્વભાવે કરીને ઉત્તમ એવા જનોનાં ભૂષણ છે.

२ ३ १ ५ ४
**भवारण्यं मुक्त्वा यदि जिगमिषुर्मुक्तिनगरीं,**
६ ९ १० ७ ८
**तदानीं मा कार्षीर्विषयविषवृक्षेषु वसतिम् ।**
११ १३ १४ १२ १७ १५ १६
**यतच्छायाप्येषां प्रथयति महामोहमचिरा-**
१९ २० १८ २१ २२ २४ २३ २५
**दयं जंतुर्यस्मात्पदमपि न गंतुं प्रभवति ॥ ९८ ॥**

અર્થ:-જો સંસારરૂપી અટવીને ત્યજીને મુક્તિરૂપી નગરીએ જવાની ઇચ્છા હોય, તો વિષયરૂપી વિષવૃક્ષોને વિષે વાસ કરો નહિ; કારણકે એ વૃક્ષોની છાયા પણ એવા મહા મોહાંધકારને જલદી વિસ્તારે છે કે, તેમાંથી પ્રાણી એક પગલું માત્ર પણ ચાલવાને સમર્થ થતો નથી.

( उपजातिवृत्तम् )

२ १ ४ ३ ६ ८ ५ ७ ९
**सोमप्रभाचार्यमभाचयन्न, पुंसां तमःपंकमपाकरोति ।**
१० ११ १२ १३ १४ १५ १७ १६
**तदप्यमुष्मिन्नुपदेशलेशे, निशाम्यमानेऽनिशमेतिनाशम्**

**અર્થ**:-માણુસોના જે અંધકારરૂપી કચરાને, ચંદ્રની કાંતિ કે સૂર્યની કાંતિ નાશ કરી શકતી નથી; પણ તે અંધકારરૂપી કચરો ( અજ્ઞાન અને પાપ ), આ અલ્પ ઉપદેશ નિરંતર શ્રવણ કરવાથી નાશ પામે છે.

હવે ગ્રંથની પ્રશસ્તિ લખે છે.

( मालिनीवृत्तम् )

४
**अभजदजितदेवाचार्यपट्टोदयाद्रि-**
२
**द्युमणिविजयसिंहाचार्यपादारविंदे ।**
३ १ ५ ६
**मधुकरसमतां यस्तेन सोमप्रभेण,**
१० ७ ९ ८
**व्यरचि मुनिपराज्ञा सूक्तमुक्तावलीयम् ॥१००**

**અર્થ**:-અજીતદેવ નામના આચાર્યના પટ્ટરૂપ ઉદયાચળને વિષે સૂર્યસમાન એવા જે વિજયસિંહ આચાર્ય, તેમના ચરણકમળને વિષે ભ્રમરતુલ્ય એવા સોમપ્રભ નામે મુનિરાજે આ સુભાષિત કાવ્યરૂપી મુક્તાફળની પંક્તિ ( સુક્ત મુક્તાવલી ) રચી છે.

**॥ इति श्रीसिंदूरप्रकरग्रंथ मूलान्वय भाषांतरसहित समाप्त ॥**



सच्चारित्रचूडामणिशुद्धक्रियायोगिगच्छाऽधिपति
श्रीमन्सुखसागरगुरुचरणकमलेभ्योनमः ॥

श्रीविनयसागरोपाध्यायजीकृत

# ॥ श्री हिंगुल प्रकरणम् ॥

( મૂળાન્વય અને ભાષાન્તર યુક્ત. )

( अनुष्टुप्वृत्तम् )

४ २ १
श्रीमच्छ्रीवासुपूज्यश्च, जगदानन्ददायकः ।
३ ६ ५
कल्पवृक्षोपमोभूया,-त्सुखसंततिसिद्धये ॥ १ ॥

અર્થ:–જગત્‌ને આનંદ આપનારા, તથા કલ્પવૃક્ષસમાન એવા શ્રીમાન્ વાસુપૂજ્ય પ્રભુ સુખોની શ્રેણિની સિદ્ધિ માટે થાઓ ?

५ ४ ६ ७ ३
हिंगुल-प्रकारोऽयं च, बालारुणो विचक्षणाः ।
९ ८ १ २ ११ १२ १३ १०
तर्कयन्तीति यं दृष्ट्वा, पद्मप्रभो मुदेऽस्तु मः ॥ २ ॥

અર્થઃ—જેમને જોઇને "આ તો હિંગુલનો સમૂહ છે" તથા "ઉગતો સૂર્ય છે" એમ પંડિતો તર્ક કરે છે, તે શ્રી પદ્મપ્રભ પ્રભુ હર્ષ માટે થાઓ?

३ १ २ ५ ६ ४
**जनयन्ति वशाः पुत्रान्, भाग्यं स्वोपार्जितं यथा।**
८ ९ ७ ११ १० १२
**ग्रंथान् कुर्वन्ति विद्वांसो, गुणाद्विस्तरता भवेत्॥३॥**

અર્થઃ—સ્રીઓ પુત્રોને જન્મ આપે છે, પણ તેઓનું ભાગ્ય જેમ તેઓની કીર્તિ ફેલાવે છે, તેમ વિદ્વાનો ગ્રંથો બનાવે છે, પરન્તુ તેમાં રહેલા ગુણોથી તેનો વિસ્તાર થાય છે.

१ ३ २ ४ ६ ५
**सुपात्रे दीप्तिकृद्विद्या, सुपात्रे दीप्तिकृत्कला।**
७ ९ ८ १० १२ ११
**सुपात्रे दीप्तिकृन्मैत्री, सुपात्रे दीप्तिकृद्धनम्॥४॥**

અર્થઃ—સુપાત્ર પ્રત્યે આપેલી વિદ્યા, સુપાત્રને આપેલી કળા, સુપાત્ર સાથે કરેલી મિત્રાઇ, તથા સુપાત્રને આપેલું ધન શોભા કરે છે.

१ ३ २ ४ ६ ५
**कुपात्रेऽनर्थकृद्विद्या, कुपात्रेऽनर्थकृत्कला।**
७ ९ ८ १० १२ ११
**कुपात्रेऽनर्थकृन्मैत्री, कुपात्रेऽनर्थकृद्धनम्॥५॥**

અર્થઃ—કુપાત્રને આપેલી વિદ્યા, કુપાત્રને આપેલી કળા, કુપાત્ર સાથે કરેલી મિત્રાઇ, તેમજ કુપાત્રને આપેલું ધન, "ઉપરોક્ત સમગ્ર" અનર્થ કરનાર છે.

३ ४ १ २ ७ ८ ५ ६
नाऽस्ति न्यायसमं सत्यं, नाऽस्ति धर्मसमः सखा ।
११ १२ ९ १० १५ १६ १३ १४
नाऽस्त्युद्यमसमं मित्रं, नाऽस्ति भाग्यसमं धनम् ॥६॥

**અર્થ**:–ન્યાયસમાન અન્ય સત્ય નથી, ધર્મ બરોબર અપર-મિત્ર નથી, ઉદ્યમતુલ્ય અનેરો સોબતી નથી, તથા ભાગ્ય-સમાન બીજું ધન નથી.

२ ३ १ ४ ५
देहस्य भूषणं प्रौढिः, सुमंत्री राज्यभूषणम् ।
७ ८ ६ ९ १०
रूपस्य भूषणं विद्या, सद्धार्म्यं नरभूषणम् ॥ ७ ॥

**અર્થ**:–શરીરનું ભૂષણ ગંભીરતા છે, રાજ્યનું ભૂષણ ઉત્તમ મંત્રી છે, રૂપનું ભૂષણ વિદ્યા છે, તથા પુરૂષનું ભૂષણ ઉત્તમ ધર્મની લાગણી છે.

२ ३ १ ४ ५
देहस्य दूषणं तन्द्रा, कुमंत्री राज्यदूषणम् ।
७ ८ ६ ९ १०
रूपस्य दूषणं जाड्य,-मधार्म्यं नरदूषणम् ॥ ८ ॥

**અર્થ**:–આળસ શરીરનું દૂષણ છે, દુષ્ટ મંત્રી રાજ્યનું દૂષણ છે, મૂર્ખતા રૂપનું દૂષણ છે, તથા અધાર્મિકપણું પુરૂષનું દૂષણ છે.

१ ४ २ ३ ७ ६ ८ ५
पुण्याद्ध धनमाप्नोति, कीर्तिमिहैति तद्धनात् ।
९ १० ११ १५ १४ १३ १२
परत्र स्वर्गसौख्यं च, ह्यपवर्गं क्रमात्ततः ॥ ९ ॥

અર્થઃ—પુણ્યથી પ્રાણી ધન મેળવે છે, અને તે ધનથી આ લોકમાં તે કીર્તિને પ્રાપ્ત કરે છે, પરલોકમાં સ્વર્ગના સુખને મેળવે છે, ત્યારપછી અનુક્રમે મોક્ષને પણ મેળવે છે.

६ ७ ५ ४ २ १ ३
**सम्यगाराधितो वर्गः, प्रथमो यैश्च जन्तुभिः ।**
८ १३ ११ १२ ९ १०
**तेषां साध्यास्त्रयो वर्गा, अनुक्रमेण मंत्रिवत् ॥१०॥**

અર્થઃ—જે પ્રાણીઓએ પહેલા વર્ગને એટલે ધર્મને સારી રીતે આરાધ્યો છે, તેઓને અનુક્રમે મંત્રીની માફક ત્રણે વર્ગો સાધ્ય થાય છે.

१ २ ३ ४ ५ ६ ८ ७
**प्रियं ब्रूहि प्रियं कुर्यात्, प्रियमेवामृतं परम् ।**
९ १२ १० ११
**प्रियवचःप्रदानेन, भवन्ति प्राणिनः प्रियाः ॥११॥**

અર્થઃ—હે પ્રાણી ? તું પ્રિય બોલ ? તથા પ્રિય કર ? કેમકે પ્રિય છે તે ઉત્કૃષ્ટ અમૃતસમાન છે, વળી પ્રિયવચનના દાનથી પ્રાણીઓ પ્રિય થઇ પડે છે.

( उपजातिवृत्तम् )

१ ३ ४ २
**विद्यासमं नाऽस्ति शरीरभूषणं,**
५ ७ ८ ६
**निंदासमं नाऽस्ति शरीरदूषणम् ।**
१० १३ १४ ११ ९ १२
**तृष्णासमा नाऽस्ति परा च चिन्ता,**

१५ १७ १६ १८
**क्लेशोपशांतेः समता परा न ॥ १२ ॥**

**અર્થ**:-વિદ્યાસમાન અન્ય શરીરનું ભૂષણ નથી, તેમજ નિંદા તુલ્ય અનેરૂ શરીરનું દૂષણ નથી, વળી તૃષ્ણા બરોબર બીજી મ્હોટી ચિંતા નથી; તથા કલેશની શાંતિથી અપર શ્રેષ્ટ સમતા નથી.

( अनुष्टुपवृत्तम )

१ २ ३ ४ ५ ७ ८ ६
**शब्दोरूपं रसोगंधः, स्पर्शो भोगोहि पंचधा ।**
१० ११ १२ १३ ९
**किंपाकफलवद्ज्ञात्वा, दूरे यान्ति मनीषिणः ॥१३॥**

**અર્થ**:-શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શના ભેદોથી ભોગો પાંચ પ્રકારના છે, તેઓને કિંપાક વૃક્ષના ફળતુલ્ય જાણીને પંડિતો તેઓથી દૂર જાય છે.

१ २ ३ ४ ५
**संतोषः परमं सौख्यं, संतोषः परमामृतम् ।**
६ ७ ८ ९ १० ११
**संतोषः परमं पथ्यं, संतोषः परमं हितम् ॥ १४ ॥**

**અર્થ**:-સંતોષ છે તે ઉત્કૃષ્ટ સુખ, ઉત્કૃષ્ટ અમૃત, ઉત્કૃષ્ટ પથ્ય, તથા ઉત્કૃષ્ટ હિત છે.

( उपजातिवृत्तम् )

६ १ ५ ४
**स्थानानि चाष्टादश किल्बिषस्य,**
७ ८ ९ १० ३
**तथैव सप्त व्यसनानि विश्वे ।**

**त्याज्यानि भव्यैर्भवदुःखहेतु,-**
**विशेषतः पापमतिः प्रमोच्या ॥ १५ ॥**

**અર્થ**:-ભવ્યાત્માઓએ આ દુનીયામાં અઢાર પાપસ્થાનકોને, તેમજ સાતે દુર્વ્યસનોને ત્યજવાં, તથા સંસારના દુઃખના હેતુરૂપ એવી પાપબુદ્ધિને પણ વિશેષ પ્રકારે ત્યજવી.

**धार्यः प्रबोधो हृदि पुण्यदानं,**
**शीलं सदांगीकरणीयमेव ।**
**तप्यं तपो भावनयैव कार्या,**
**जिनेंद्रपूजा गुरुभक्तिरुद्यमः ॥ १६ ॥**

**અર્થ**:-હૃદયમાં બોધને ધારણ કરવો, પુણ્યદાન કરવું, શીળને હમેશાં અંગીકાર કરવું, તપ તપવું, તથા ભાવનાથી જિનપૂજા અને ગુરૂભક્તિ કરવી, તેમજ ઉદ્યમ પણ કરવો.

प्राणातिपात द्वार-( अनुष्टुप्वृत्तम् )

**यो दधाति तृणंवक्त्रे, प्रत्यनीकोऽपि मानवी ।**
**अवध्यः स सतां लोके, कथं वध्यास्तृणादनाः ॥ १७ ॥**

અર્થ:-વૈરી છતાં પણ જે માણસ મુખમાં તૃણ લે છે, તે સજ્જનોને મારવા લાયક હોતો નથી, ત્યારે તૃણભક્ષણ કરનારા પશુઓને તો મારી શકાયજ કેમ ?

१ २ ३ ४ ५ ६
प्रमादेन यथा विद्या, कुशीलेन यथा धनम् ।
७ ८ ९ १० १२ १३ ११
कपटेन यथा मैत्री, तथा धर्मो न हिंसया ॥ १८ ॥

અર્થ:-પ્રમાદથી જેમ વિદ્યા, દુરાચરણથી જેમ ધન, તથા કપટથી જેમ મિત્રાઇ, તેમ હિંસાથી ધર્મ થઇ શકતો નથી.

२ ३ १ ५ ४
शिलां समधिरूढाश्च, निमज्जन्ति जलान्तरे ।
८ ७ ९ ६ ११ १०
हिंसाश्रिताश्च ते तद्वत्, समाश्रयन्ति दुर्गतिम् ॥१९॥

અર્થ:-જેમ પત્થરપર ચઢીને તરવાની ઇચ્છા કરનારા પાણીમાં ડુબે છે, તેમ હિંસાને આશ્રિત થએલાં પ્રાણીઓ દુર્ગતિમાં જાય છે.

१ २ ३ ४ ५
लावण्यरहितं रूपं, विद्यया वर्जितं वपुः ।
६ ७ ८ ९ १२ १० ११
जलत्यक्तं सरो भाति, तथा धर्मो दयां विना ॥२०॥

અર્થ:-લાવણ્ય વિનાનું જેમ રૂપ, વિદ્યા વિનાનું જેમ શરીર, તથા જળવિનાનું જેમ તળાવ, તેમ દયા વિના ધર્મ શોભતો નથી.

मृषावाद द्वार.

७ ६ ८ ९
संध्याभ्ररागवन्मिथ्या,-वचनं कथमुच्यते ।
२ ३ १ ४ ५
प्रतीतिभंगकृचात्र, परत्र दुःखकारणम् ॥ २१ ॥

**અર્થ**:–આ લોકમાં વિશ્વાસનો ભંગ કરનારૂં અને પરલોકમાં દુ:ખના કારણરૂપ એવું સંધ્યાકાળના વાદળાંના રંગ સમાન મિથ્યાવચન શામાટે બોલવું જોઇએ ? અર્થાત્ નજ બોલવું.

१ ३ ४ २ ५ ६ ७
याऽरण्ये रोदनात्सिद्धि,-र्या सिद्धिः क्लीबकोपनात् ।
९ ८ १० ११ १२
कृतघ्नसेवनात्सिद्धिः, सा सिद्धिः कूटभाषणात् ॥२२॥

**અર્થ**:–રણમાં જઇ રડવાથી જે સિદ્ધિ થાય, નપુંસકના ક્રોધથી જે સિદ્ધિ થાય, તથા કૃતઘ્ન માણસની સેવાથી જે સિદ્ધિ થાય, તે સિદ્ધિ જૂઠું બોલવાથી થાય છે.

२ ३ ४ ५ ६ ७ १ ८
अग्निनासिच्यमानोऽपि, वृक्षोवृद्धिं न चाप्नुयात् ।
९ १० ११ १२ १४ १५ १६ १३
तथा सत्यं विना धर्मः, पुष्टिं नायाति कर्हिचित् ॥२३॥

**અર્થ**:–જેમ અગ્નિથી સિંચાતું વૃક્ષ વૃદ્ધિ પામતું નથી, તેમ સત્ય વિના ધર્મ કોઇપણ સમયે પુષ્ટિને પામતો નથી.

( उपजातिवृत्तम् )

४ ६ ५ ८ ७ १ ९ २ ३

**असत्यवक्तुर्भुविपक्षपातं, कुर्यान्नविद्वान् किलसंकटेऽपि**

११ १४ १० १२ १३ १५ १६ १८ १७

**तेन ध्रुवं ही वसुराजवत्स, इहापवादं नरकं परत्र ॥२'**

**અર્થ**:-વિદ્વાન્ માણસે ખરેખર આ જગતમાં અસત્ય બોલનારનો સંકટ આવે તોપણ પક્ષપાત કરવો નહિ, કેમકે, તેથી તો માણસ જરૂર વસુરાજાની માફક આ લોકમાં અપવાદને અને પરલોકમાં નરકને મેળવે છે.

अदत्तादानद्वार-( अनुष्टुप्वृत्तम् )

१ २ ३ ४ ६ ५

**कातराणां यथा धैर्यं, वंध्यानां संततिर्यथा ।**

१२ ११ ७ ८ १० ९

**न विश्वासस्तथा लोके, नृणामदत्तहारिणाम् ॥२८॥**

**અર્થ**:-બીકણ માણસોને જેમ ધૈર્ય, તથા વંઝીઆઓને જેમ સંતતિ હોતી નથી, તેમ આ દુનિયામાં ચોરી કરનારાઓનો વિશ્વાસ હોતો નથી.

५ ४ ६ १ २ ३

**कुक्षिं शाकेन पूर्येत, यदिस्तोकं धनार्जनम् ॥**

७ ९ ८ १० ११ १४ १२ १३

**परंनाऽदत्तमादद्या,-द्यतः स्याद्भूपतेर्भयम् ॥ २९ ॥**

**અર્થ**:-જો થોડું ધન કમાતા હોઈએ તો ફક્ત શાકથીજ પેટ ભરવું, પણ જેથી રાજાનો ભય થાય એવી ચોરી કરવી નહિ.

३ ४ ५ ६ १ ७ २
अदत्तं धनं नादद्या, त्सुखलिप्सुर्हिमानवः ।
८ ९ ११ १२ १० १३
ससद्योदुःखमाप्नुया-न्मंडुकचौरवत्किल ॥ २७ ॥

**અર્થ**:-સુખ ભોગવવાની ઇચ્છાવાળા માણસે ચોરીનું ધન લેવું નહિ, કેમકે, તેથી તેને મંડુક ચોરની માફક તુર્ત દુ:ખ મળે છે.

६ १ २ ५ ४ ३
अनिष्टः खेचरे घूकः, स्वामिद्रोही नरेषु च ।
१० ११ १२ ७ ९ ८
अनीष्टादप्यनिष्टंच, अदत्तमपलक्षणे ॥ २८ ॥

**અર્થ**:-પક્ષીઓમાં ઘુવડ અનિષ્ટ છે, તથા માણુસોમાં સ્વામિનો દ્રોહ કરનારો અનિષ્ટ છે, અને અપલક્ષણુમાં ચોરી અનિષ્ટથી પણ અનિષ્ટ છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

३ १ ५ ४ २ ६ ७ ८ ९ १२ १३
माऽदत्तंहि गृहाण वस्तु यदि-चेत् तन्नाऽस्ति यद्भुज्यते,
१४ १५ १० ११ १६ १८ १९ १७
धैर्यं धेहि तथापि पक्षिनिवहा नीरं लभन्ते स्थले ।
२३ २१ २२ २४ २५ २६ २७ २८ २९ २०
दत्तं येन वपुः सगर्व भुवि नो चिन्तां करिष्यत्यहो,
३० ३१ ३२ ३३ ३४ ३६ ३५ ३७ ३८
का वार्ता खलु ताः समग्ररचनाश्चिंता च तस्मिन् स्थिता ॥

અર્થ:-હે પ્રાણી ? તું ચોરીની વસ્તુ ગ્રહણ નહિ કર?

જો તારી પાસે તે વસ્તુ ન હોય, તો જે તું ભોગવે છે તેમાંજ ધૈર્ય એટલે સંતોષ રાખ? કેમકે પક્ષિઓના સમૂહો સ્થળપર જળને મેળવે છે; વધારે શું કહેવું? જેણે આ શરીર આપ્યું છે, તેજ જગત્માં આપણી ફીકર કરશે, અને તે સમગ્ર રચના તથા ચિંતા તેનામાંજ રહેલી છે.

मैथुनद्वार-( अनुष्टुपवृत्तम् )

४ २ ३ १ ९ ७ ८ ५ ६
**स्त्रीलुब्धो जगति यश्चा, ऽत्यजद्यशस्तु तं नरम् ।**
११ १० १२ १३ १६ १५ १४
**दासीलुब्ध्या यथा मुंजो, ऽपकीर्त्या गीयते न किम् ॥**

**અર્થ**:-જગત્માં જે માણસ સ્રીઓમાં લુબ્ધ થયો છે, તે માણસને યશે ત્યજેલો છે; કેમકે દાસી પ્રત્યેના લુબ્ધભાવથી મુંજરાજાની શું અપકીર્તિ નથી થઇ અર્થાત્ થઇ છેજ.

१ २ ३ ४ ८ ७ ५ ६
**अन्तर्दुष्टामुखेमिष्टा, अनिष्टा का अतः परम् ।**
११ १२ १० ९
**विषवल्लरीवत्त्याज्या, ज्ञानिभिः सुखकामिभिः ॥३१॥**

**અર્થ**:-અંતરંગમાં દુષ્ટ, તથા મ્હોઢે મીઠી એવી આ સ્રીથી અન્ય કઇ વસ્તુ અનિષ્ટ છે? માટે સુખની ઇચ્છા કરનારા જ્ઞાનીઓએ ઝેરી વેલડીની માફક તેણીને ત્યજવી.

२ १ ५ ३ ४
**उग्रसंभोगतः सूरि,-कंता हि नरकं गता ।**
८ ९ ७ ६ १० ११
**स्वर्गं गतः प्रदेशी च, तत्र संवरकारणम् ॥ ३२ ॥**

**અર્થ**:–સૂરિકંતા ઉભયસંભોગથી નરકે ગએલ છે, અને પ્રદેશી રાજા સ્વર્ગે ગએલ છે, તેમાં સંવર કારણરૂપ છે.

५ ६ ७ ८ २ ३ ४
**अन्तः श्यामा बहिः श्यामा, रक्षाया गुटिका इव ।**
९ ११ १० १२ १ १३
**बहिर्दधति सौंदर्य,-मंतस्ताभस्मराशयः ॥ ३३ ॥**

**અર્થ**:–તે સ્ત્રીઓ રાખની ગોળીની માફક અન્દર અને બહારથી શ્યામ હોય છે, વળી બહારથી સુંદરતાને ધારણ કરે છે, પણ અંદર તો ભસ્મના ઢગલા તુલ્ય છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

४ २ ५ ६ ७ ८
**श्रीमत्कोणिकराट् च चेटकनृपैः साकं महत्संगरं,**
९ १० ३ १
**चक्राणः किलकामकेलिकलितः पद्मावतीप्रेरितः ।**
१३ १५ १४ १६ १७ ११ १९
**भोगासक्तमना नृपो मणिरथो भ्रात्रासमं चाऽकरोत्,**
१८ १२ २० २१ २४ २३ २२
**द्रोहं मोहवशात्परंतु तदनु प्राप्तं फलं कीदृशम् ॥३४॥**

**અર્થ**:–પદ્માવતીથી પ્રેરાએલા તથા કામક્રીડાથી યુક્ત થએલા એવા શ્રીમાન્ કોણિક રાજાએ ચેડારાજાની સાથે મ્હોટો રણસંગ્રામ કર્યો, વળી મોહના વશથી ભોગોમાં આસક્ત થએલું છે મન જેનું એવા મણિરથ રાજાએ ભાઇની સાથે દ્રોહ કર્યો; પણ તેની પાછળ તેને ફળ કેવું મળ્યું ?

परिग्रहद्वार-( अनुष्टुप्वृत्तम )

**प्रमेहिनां विषं सर्पि,-मैथुनं चक्षुरोगिणाम् ।**
**तद्वन्निःशेषजंतूनां, कालकूटः परिग्रहः ॥ ३५ ॥**

**અર્થ**:-પ્રમેહના રોગવાળાને ઘી જેમ ઝેરરૂપ છે, તથા ચક્ષુના રોગીઓને મૈથુન જેમ ઝેરરૂપ છે, તેમ સર્વ પ્રાણીઓને પરિગ્રહ ઝેરરૂપ છે.

**यथाब्धेर्जलबिन्दूनां, संख्यानैवात्र लभ्यते ।**
**तथैव धनलुब्धानां, दुःखमानं न दृश्यते ॥ ३६ ॥**

**અર્થ**:-જેમ આ જગત્‌માં સમુદ્રના પાણીના બિંદુઓની સંખ્યા મળતી નથી, તેમ ધનના લોભીઓના દુઃખોનું પ્રમાણુ દેખાઇ શકતું નથી,

**अशुष्कं यदि वा शुष्क,-मग्निः किं गणयेत् कदा ।**
**परिग्रहरतस्तद्वन्, न जानीते परं निजम् ॥ ३७ ॥**

**અર્થ**:-અગ્નિ શું લીલું કે સૂકું ગણે છે? તેમજ પરિગ્રહમાં આસક્ત થએલો માણસ પણ પોતાનું કે પરનું જાણી શક્તો નથી.

**शीतज्वरीव शीतेन, वस्त्रावृत्तोऽपि पीड्यते ।**
**परिग्रही धनासक्तः, पीड्यते धनतृष्णया ॥ ३८ ॥**

**અર્થઃ**—જેમ શીતજ્વરથી વ્યાપ્ત થએલો માણસ વસ્ત્રોથી વીંટાયા છતાં પણ પીડા પામેછે, તેમ ધનનો લોલુપ પરિગ્રહ-ધારી માણસ ધનની તૃષ્ણાથી પીડાય છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

**गिर्यारोहणतां समुद्रतरणं देशाटनासेवनं,**
**पाताले विवरे प्रवेशकरणं निःशंकमित्यादिकाम् ।**
**यः कृत्वाच परिग्रहैकहृदयश्चेष्टामनेकामिह,**
**मृत्वेतो नरकावटेषु गमनं चक्री सुभूमोऽकरोत् ॥३९॥**

**અર્થઃ**—પર્વતપર ચઢવાપણું, સમુદ્રમાં તરવાપણું, દેશાટન, પાતાળ તથા ભોંયરામાં પ્રવેશ, ઇત્યાદિ અનેક પ્રકારની ચેષ્ટા સુભૂમ ચક્રીએ પરિગ્રહમાં આસક્ત થઇને અહિં કરી અને તેથી તે મૃત્યુ પામીને નરકમાં ગયો.

क्रोधद्वार-( अनुष्टुप्वृत्तम् )

**दंडमुष्टिप्रहाराद्य,-नर्थान् करोत्यनेकशः ।**
**भूतावेशि-[illegible]के, कोपयुक्तो हि मानवः ॥ ४० ॥**

અર્થઃ-ક્રોધયુક્ત માણુસ દુનીયામાં જાણે ભૂતથી ભરાએલો હોય નહિ? તેમ દંડ, મુષ્ટિઆદિકના અનેક પ્રહારો રૂપી અનર્થોને કરે છે.

**दुर्गतिप्रापणे पक्षो, विपक्षः शुभकर्मणाम् ।**
**सपक्ष आपदः क्रोधः, स केनाऽऽद्रियते ततः ॥४१॥**

અર્થ:-દુર્ગતિની પ્રાપ્તિમાં પક્ષ કરનારો, તથા શુભકાર્યોનો શત્રુભૂત, તેમજ આપદાનો સોબતી એવો ક્રોધ છે, માટે તે કારણથી તેને કોણ અંગીકાર કરે?

**ज्वलद्बब्बूलवद्भाति, कायः प्रायोऽतिकोपिनः ।**
**मुखे छायान्तरेदाहः, सर्वेषां भीमदर्शनः ॥४२॥**

અર્થ:-અત્યંત ક્રોધી એવા માણસનું શરીર પ્રાયઃ કરીને બળતા બાવળસમાન શોભે છે, તથા મુખને વિષે છાયા, અને અંતરમાં દાહવાળો એવો તે સર્વને ભયંકર દર્શનવાળો થાય છે.

**आकरः सर्वदोषाणां, गुणानां च दवानलः ।**
**संकेतोऽखिलकष्टानां, क्रोधस्त्याज्यो मनीषिणा॥४३॥**

અર્થ:-સર્વ પ્રકારના દોષોની ખાણસમાન, તથા ગુણોને

બાળવામાં દાવાનળ તુલ્ય, અને સમસ્ત દુઃખોના સંકેતરૂપ એવો ક્રોધ બુદ્ધિવાન્ માણસે ત્યાગ કરવા લાયક છે

( वसन्ततिलकावृत्तम् )

१ २ ३
क्रोधाभिभूतपुरुषा नरके व्रजेयु,-
५ ६ ९
स्तत्रापि ताडननिबंधनमारणोत्थम् ।
११ १० १२ १४ १३ ४
दुःखं घनं च सहनं कृतकर्मणां च,
८ ७ १५
श्रीकृष्णवज्जनगणाः समुपार्जयन्ति ॥ ४४ ॥

અર્થઃ-ક્રોધથી પરાભવ પામેલા પુરૂષો નરકમાં જાય છે, તથા ત્યાં પણ તાડન, બંધન, મરણ આદિકથી ઉત્પન્ન થએલા દુઃખને મેળવે છે; અને એવી રીતે માણસોના સમૂહો શ્રી કૃષ્ણની માફક પોતે કરેલાં કર્મોને ભોગવે છે.

मानद्वार-( अनुष्टुपवृत्तम् )

१ ४ २ ३ ५ ६ ७
यः स्तब्धो गुरुणा साकं,-मन्यस्य नमनं कुतः ।
१२ ११ १४ १३ ८ ९ १०
न छायायै न लाभाय, मानी कंथेरवन्नृणाम् ॥४५॥

અર્થઃ-જે માની માણસ ગુરૂની સમીપે પણ અક્કડ થઈને રહે છે, ત્યારે બીજાને નમવાની તો વાતજ શી કરવી ? અને એવીરીતે માની માણસ કંથેરના વૃક્ષની માફક માણસોને છાયાદાયક કે લાભદાયક થઇ શકતો નથી.

४ ५ ६ ७ ३ २ ८ ९ १
स्थाणुर्वा पुरुषो वाऽयं, दृष्टेति तर्कयन्तियम् ।
१० ११ १३ १४ १२
स मानी दूरतस्त्याज्यो, नम्रादिगुणवर्जनात् ॥४६॥

**અર્થ:**-જેને જોઇને આ ઠુંઠું છે કે પુરૂષ છે ? એમ લોકો તર્ક કરે છે, માટે તે પ્રમાણે નમ્રાદિક ગુણોથી રહિત થએલા માનીને દૂર ત્યજવો.

६ ८ ७ ५ १० १२ ११ ९
शिक्षां लभते नो मानी, विद्यामोयान्न कर्हिचित् ।
१ २ ३ ४
विनयादिक्रियाशून्यः, स्तंभवत्स्तब्धतां गतः ॥४७॥

**અર્થ:**-વિનયાદિકની ક્રિયાથી શૂન્ય થએલો, તથા સ્તંભની માફક સ્તબ્ધપણાને પ્રાપ્ત થએલો એવો અહંકારી માણસ શિખામણને પામતો નથી, તેમજ કોઈપણ સમયે વિદ્યાને પ્રાપ્ત થતો નથી.

१ २ ३ ६ ४ ५
अरण्यजं तरोः पुष्पं, समुद्रांभश्च शीतलम् ।
८ ७ ९ १० ११
लावण्यं दंभिनां तद्व,-न्मानिमानं निरर्थकम् ॥४८॥

**અર્થ:**-જેમ વનમાં ઉત્પન્ન થએલું પુષ્પ, તથા સમુદ્રમાં રહેલું શીતળ પાણી, અને જેમ કપટી માણસનું લાવણ્ય તેમ માનીનું માન નિરર્થક છે.

( शालिनीवृत्तम् )

१ १० २ ३
धात्रा दत्तं मानवत्या लघुत्वं,
४ ५ ६
मानोन्मत्ते रावणे दुर्मतित्वम् ।
७ ८ ९
दर्पोत्कृष्टे कोणिके दुर्गतित्वं,
१० ११ १२ १३ १४
दुष्टान्मानात्सद्गतिः केन लब्धा ॥ ४९ ॥

અર્થઃ-માનવતીને દૈવે લઘુતા આપી, તથા અહંકારથી ઉન્મત્ત થએલા રાવણને દુર્મતિપણું આપ્યું, કોણિકરાજાને દુર્ગતિપણું, આપ્યું, એવી રીતે દુષ્ટ એવા માનથી કોણે સુગતિ મેળવી છે ? અર્થાત્ કોઈએ પણ નથી મેળવી.

मायाद्वार-( अनुष्टुप्वृत्तम् )

४ ५ १ २ ३
मायोत्पन्नादविश्वासा,-न्मुग्धामृतोऽपि मानुषः ।
८ ९ १० ११ ६ ७
परसद्मप्रवेशं च, नाप्नुयात् श्वानवत्सदा ॥ ५० ॥

અર્થઃ-મુખે મીષ્ટવચન બોલનારો એવો પણ માણસ કપટથી થએલા અવિશ્વાસથી, હમેશાં કુતરાની માફક અન્યના ઘરમાં પ્રવેશ કરી શકતો નથી.

१ २ ४ ३ ६ ५
छद्मना पठितं शास्त्रं, तदनर्थाय केवलम् ।
७ ८ ९ १० ११ १२
हरिभद्रस्य शिष्याणां, फलं किमुत न श्रुतम् ॥५१॥

**અર્થ**:—કપટથી ભણેલું શાસ્ત્ર પણ કેવળ અનર્થ માટેજ થાય છે, કેમકે, તેથી હરિભદ્રાચાર્ય મહારાજના શિષ્યોને થએલું ફળ શું આપણે શાસ્ત્રોમાં નથી સાંભળ્યું ? અર્થાત્ સાંભળ્યું છે.

३ ४ ५ ६ १ २
**मायया यत्तपस्तप्तं, महाबलेन साधुना ।**
८ १० ९ ७ १४ १३ ११ १२
**स्त्रीवेदो ह्यर्जितस्तेन, भुक्तो मल्लीभवे च सः ॥८२॥**

**અર્થ**:—વળી મહાબળ સાધુએ પણ કપટથી જે તપસ્યા કરી, તેથી તેમણે સ્ત્રીવેદ ઉપાર્જન કર્યો, અને તે સ્ત્રીવેદ તેમને શ્રીમલ્લીનાથ જિનેશ્વરના ભવમાં ભોગવવો પડ્યો.

( स्रग्धरावृत्तम् )

६ ३ ५ ९ १ २ ४ ११
**दासीपुत्रः सुरूपः कपिल इति नरैर्वंद्यमानोऽपि दारै,**
१० १२ १३ ८ ७ १४ १६ १५
**रुक्त्वा त्यक्तश्च धिक्त्वां पटुनरवचनैर्निंद्यमानःसमंतात्।**
१८ १९ १७ २३ २० २१ २२
**मायाया हेतुरत्र भव सुगुणनिधे भव्य मायाविरक्तो,**
२४ २५ २९ २६ २७ २८
**माया संसारमूलं प्रणिजगदुरिति स्वस्तिकारा जिनेंद्राः॥**

**અર્થ**:—લોકોથી નમસ્કાર કરાતો તથા ઉત્તમરૂપવાળો એવો પણ કપિલ "તું દાસી પુત્ર" માટે તને ધિક્કાર છે, એમ કહીને શું સ્ત્રીએ તેને તજ્યો નહિ ? અર્થાત્ ત્યજ્યોજ. તથા તે પંડિત લોકોના વચનોથી ચારે બાજુથી નિંદાપાત્ર

થયો, અહિં તેમ થવામાં હેતુભૂત માયાજ હતી, માટે હે ઉત્તમ ગુણોના ભંડારસમાન ભવ્ય માણસ? તું માયાથી એટલે કપટથી વિરક્ત થા? માયા છે તે સંસારનું મૂળ છે, એમ કલ્યાણકારી શ્રી જિનેશ્વર પ્રભુએ કહેલું છે.

लोभद्वार-( अनुष्टुप्वृत्तम् )

१ ३ ४ २ ५ ७ ६
**स्थले चरेच्च बोहित्थं, शिलायामुदयेत्कजम् ।**
१० ९ ८ ११ १४ १२ १३
**लभेत्कं मृगतृष्णात-स्तदा हि लोभतः सुखम् ॥९४॥**

**અર્થ**:-જો સ્થળપર વ્હાણ ચાલે, પત્થરપર કમળ ઉગે, તથા ઝાંઝવાના પાણીમાંથી જો પાણી મળે, તો લોભથી સુખ મળે.

१ २ ३ ४ ५ ६ ७ ८
**सर्पोऽनिष्टोऽथवा लोभो, द्वयोर्लोभस्त्वनिष्टकः ।**
१२ ९ ११ १० १३ १५ १६
**दशेच्च मर्दितः सर्पो, लोभो दशति सर्वदा ॥ ९५ ॥**

**અર્થ**:-સર્પ દુઃખદાઇ કે લોભ દુઃખદાઇ એમ જો પ્રશ્ન પુછવામાં આવે તો, તેઓ બન્નેમાંથી લોભ દુઃખદાઈ છે; કેમકે, સર્પને તો જો મર્દન કરવામાં આવે તોજ ડંખે છે, પણ લોભ તો નિરંતર ડંખે છે.

२ ४ ३ ५ ६ १
**समुद्रस्यैव कल्लोला,-स्कल्लोलो वर्धते यथा ।**
७ ९ ८ १० ११ १३ १२
**तद्वल्लाभाच्च लोभोऽपि, मम्मणवणिजो यथा ॥९६॥**

**અર્થ**:–જેમ સમુદ્રના મોજાંથી મોજું વધે છે, તેમ મમ્મણ વણિકની માફક લાભથી લોભ પણ વૃદ્ધિ પામે છે.

૧૪ ૧૩ ૪ ૫ ૬ ૭ ૮
**गणयेन्नापशब्दं च, पितरं भ्रातरं सुतम् ।**
૯ ૧૨ ૧૧ ૩ ૧ ૧૦ ૨
**अपवादं भयं मृत्यो,-र्लोभी यथा च मद्यपः ॥९७॥**

**અર્થ**:–મદિરાપાન કરનારની માફક લોભી માણસ અપશબ્દને, પિતાને, ભાઈને, પુત્રને, અપવાદને, તથા મૃત્યુના ભયને પણ ગણકારતો નથી.

( शार्दूलविक्रीडितवृत्तम् )

૨ ૧ ૩ ૧૩
**नानाकर्मविपाकपाकवसतां हा नारकाणां भवे,**
૬ ૫ ૭ ૪
**मानाऽमानविचारमुक्तमनसां कामं तिरश्चां पुनः ।**
૯ ૮ ૧૦ ૧૧
**मृत्यानां शुभधर्मकर्मधरतां देवार्चनं कुर्वतां,**
૧૨ ૧૪ ૧૮ ૧૯ ૧૭ ૧૬ ૧૫
**लेखानां खलु दुर्जयो हि सततं लोभो जगद्व्यापकः॥९८**

**અર્થ**:–હા ! નાના પ્રકારનાં કર્મોના વિપાકરૂપી પાકમાં વસતા એવા નારકીઓના ભવમાં, તથા માન અપમાનના વિચારથી રહિત છે મન જેમનાં એવા તિર્યંચોના ભવમાં, તેમજ શુભધર્મકાર્યોને ધારણ કરતા એવા મનુષ્યોના ભવમાં, અને દેવપૂજા કરતા એવા દેવોના ભવમાં પણ, જગતને

વ્યાપીને રહેલો એવો લોભ ખરેખર નિરંતર દુઃખે કરીને જીતાય તેવો છે.

रागद्वार-( अनुष्टुप्वृत्तम् )

२ १ ३ ४ ५
**मुच्यते शृंखलाबद्धो, नाडीबद्धोऽपि मुच्यते ।**
११ १२ ९ १० ६ ७ ८
**न मुच्यते कथमपि, प्रेम्णा बद्धो निरर्गलः ॥ ५९ ॥**

**અર્થઃ**–સાંકળથી બંધાએલો પ્રાણી પણ મુકાય છે, તેમજ દોરડાંથી બંધાએલો પ્રાણી પણ છુટો થઇ શકે છે, તથાપિ પ્રેમથી બંધાએલો પ્રાણી કોઇપણ રીતે મુક્ત થઇ શકતો નથી.

२ ३ १ ८ ७
**भर्तुर्विरहतोनार्यः, प्रविशंत्यनलान्तरे ।**
४ ५ ६ ९ १०
**स्वेच्छया च सहर्षेण, तत्र प्रेमप्रपंचकः ॥ ६० ॥**

**અર્થઃ**–પોતાના ભર્તારના વિરહથી સ્ત્રીઓ પોતાની ઇચ્છાથી હર્ષસહિત જે અગ્નિમાં પ્રવેશ કરે છે, તેમાં પણ પ્રેમનોજ પ્રપંચ છે.

५ ४ ७ ६ १० ८ ९ १३
**मनस्तत्र वचस्तत्र, जीवस्तत्रैव संवसेत् ।**
१२ ११ २ १ ३
**नेत्रावलोकनं तत्र, रागो यत्रोपतिष्ठते ॥ ६१ ॥**

**અર્થઃ**–જ્યાં રાગ રહેલો છે, ત્યાંજ મન, વચન અને જીવ વસી રહે છે, તથા આંખોનું જોવાપણું પણ ત્યાંજ હોય છે.

२ ३ ६ ५ ७ ४
रागिणि गुणतां पश्ये,-द्वैगुण्यं हि विरक्तके ।
१ १० ८ ११ १२ ९
रागीगुणावगुणं च, नपरीक्षति कर्हिचित् ॥ ६२ ॥

અર્થઃ-રાગી માણુસ રાગી પ્રત્યે ગુણુપણાને જુવે, તથા વિરક્ત પ્રત્યે અવગુણુપણાને જુવે, એવી રીતે રાગી માણુસ કોઇપણુ દિવસે ગુણુ અવગુણુની પરીક્ષા કરતો નથી.

( शिखरिणीवृत्तम् )

१ २ ४ ६ ७
अयःपोतो नीरे तरति तपनः शीतकिरणं,
८ ५ ३ ९ १०
दधात्येवं नित्यं किमु कुमुदबंधुः खरतरम् ।
११ १४ १३ १५ १६ १२ १७ १८
धरत्युर्वी गुर्वी कथमपि च भारेण नमति,
१९ २१ २२ २३ २४ २५ २०
तथा तीव्रे रागे कनकरथवच्छंभवति भोः ॥६३॥

અર્થઃ-લોખંડનું વાહણુ શું પાણીમાં તરે છે? તથા સૂર્ય શું નિરંતર ઠંડાં કીરણુ ધારણુ કરે છે? એ પ્રમાણે ચન્દ્ર શું ઉષ્ણુકીરણુ ધારણુ કરે? મ્હોટી પૃથ્વી કોઇ પ્રકારે પણુ ભારથી નમે ખરી? તે પ્રમાણે કનકરથ રાજાની માફક તીવ્રરાગ છતાં શું સુખ મળે? અર્થાત્ નજ મળે.

द्वेषद्वार-( अनुष्टुपवृत्तम् )

१ ५ ४ ३ ६ ७ ८
यस्माच्च बद्धयते कर्म, तपस्यतो न मुच्यते ।

१० २ ११ १२ १३ १४ १५ १३ ९
तत्प्राणिनामितिज्ञात्वा, त्याज्यो द्वेषोबुधैः स च ॥६४॥

**અર્થ:**-જે દ્વેષથી પ્રાણીઓને કર્મ બંધાય છે, તથા તપસ્યા તપતાં છતાં પણ જેથી પ્રાણીનો મોક્ષ થતો નથી; એમ જાણીને તે દ્વેષને પંડિતોએ ત્યજવો.

२ ४ ३ ६ ५ १
स्वकीयं परकीयं च, द्वेषाज्जनं सदाजनाः ।
९ ७ ८ ११ १०
विद्ध्येरन् वाक्यशल्यैश्च, वब्बूलकंटका यथा ॥६५॥

**અર્થ:**-માણસો દ્વેષથી બાવળના કાંટાની માફક નિરંતર પોતાના અને પારકા માણસને પણ વચનોરૂપી શલ્યોથી વીંધે છે.

२ ३ १ ४ ५ ८ ७ ६ ९
येषु यावच्च सगोऽभूत्, तेषु तावच्च सद्गुणाः ।
१० ११ १४ १३ १५ १६ १२
द्वेषोत्पन्नेषु तेष्वेव, दोषं पश्येद्धि केवलम् ॥ ६६ ॥

**અર્થ:**-જે માણસોમાં જ્યાં સુધી રાગ હોય, ત્યાં સુધી તેઓમાં સદ્ગુણોને જુવે છે; અને તેઓમાં જ્યારે દ્વેષ થાય, ત્યારે કેવળ તે દૂષણોજ જુવે છે.

२ ३ १ ४ ५ ६
द्वेषिणां ज्वरिणां लोके, द्वयोः साम्या प्रतिक्रिया ।
७ ९ ८ १० ११ १२ १३
क्रूरत्वं कटुकत्वं च, बहिरंतोऽपि तापवान् ॥ ६७ ॥

**અર્થ:**-દ્વેષી માણસ અને તાવવાળા માણસની તુલ્ય પ્રકૃતિ હોય છે; કેમકે, દ્વેષિમાં જેમ ક્રૂરપણું તેમ તાવમાં કટુકપણું

હોય છે, તથા બહારથી અને અંતરંગથી પણ તેઓ તાપવાળા હોય છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

१ २ ६ ३
श्रीद्वीपायनतापसेन महती प्रज्वालिता द्वारिका,
४ ५ ७ ८ ९ १०
द्वेषादेव च वर्धमाननगरे श्रीशूलपाणिरभूत् ।
१४ १२ १५ ११ १३ १७ १६ १८
मारी येन विमोचिता च सहसा लोकाश्च दुःखीकृता-
१९ २१ २० २२ २३ २४ २७ २६ २५
स्तस्मात्सोऽत्र विमुच्यतामिति जिनैर्व्याख्यायि संघेनत्रे

અર્થ:-દ્વેષથી દ્વીપાયન નામના તાપસે મહાન્ દ્વારિકા નામની નગરીને બાળી નાખી, તથા વર્ધમાન નામના નગરમાં જે શૂળપાણી યક્ષ થયો, કે જેણે તુર્ત ત્યાં મરકી ચલાવીને ઘણા લોકોને દુઃખી કર્યા, માટે તે દ્વેષને ત્યજવો; એમ શ્રી જિનેશ્વર પ્રભુઓએ નિષ્પાપી એવા સંઘની સમક્ષ કથેલું છે.

कलहद्वार-( अनुष्टुपवृत्तम् )

१ ४ २ ३ ५ १० ६
अग्निः सूते यथा धूमं, धूमः सूतेऽसितद्युतिम् ।
८ ९ १३ ११ ७ १२
अन्यायोऽपयशः सूते, तद्वत्क्लेशश्चकिल्बिषम् ॥६०॥

અર્થ:-અગ્નિ જેમ ધુંમાડાને, ધુંમાડો જેમ શ્યામ કાંતિને, તથા અન્યાય જેમ અપયશને ઉત્પન્ન કરે છે, તેમ ક્લેશ દુઃખને ઉત્પન્ન કરે છે.

१ २ ३ ६ ७ ५ ४
स्तोकोऽप्यग्निर्दहत्येव, काष्टादिप्रभृतिं घनम् ।
१० ११ ९ ८ १२ १३
क्लेशलेशोऽत्र तद्वच्च, [illegible] दाहकः ॥ ७० ॥

અર્થ:-થોડો અગ્નિ જેમ ઘણાં કાષ્ટઆદિકને બાળે છે, તેમ કલેશનો લેશમાત્ર પણ વૃદ્ધિ પામીને શરીરને બાળે છે.

१ २ ३ ४ ५
कलंकेन यथा चन्द्रः, क्षारेण लवणांबुधिः ।
१० ६ ११ ७ ८ ९
कलहेन तथा भाति, ज्ञानवानपि मानवः ॥ ७१ ॥

અર્થ:-કલંકથી જેમ ચન્દ્ર, તથા ખારથી જેમ લવણ સમુદ્ર, તેવી રીતે જ્ઞાની એવો પણ માણસ કલહથી શોભે છે.

२ ४ ३ ८ ५ ६ ७
आत्मानं तापयेन्नित्यं, तापयेच्च परानपि ।
९ १० १ ११ १३ १२
उभयोर्दुःखकृत्क्लेशो, यथोष्णरेणुका क्षितौ ॥७२॥

અર્થ:-આ પૃથ્વીમાં ઉષ્ણ થએલી રેતીની માફક કલેશ છે તે પોતાને અને પરને પણ નિરંતર તાપ આપે છે, અને એવી રીતે કલેશ બન્નેને દુઃખ કરનારો છે.

( उपजातिवृत्तम् )

२ १ ३ ५ ४
संग्रामतोऽनेन सुखं ह्यवास,-
६ १० ८ ९ ११ ७
मितिश्रुतं केन न दृष्टमुर्व्याम् ।

१२ १३ १४ १५ १६
**कंसेन सा जीवयशाशु लेभे,**
१८ १९ १७
**या युग्मवंशक्षयकारिणी च ॥ ७३ ॥**

**અર્થ**:-સંગ્રામ કરવાથી આ અમુક માણસને સુખ મળ્યું, એવી રીતે દુનિયામાં કોણે સાંભળ્યું અથવા દીઠું છે? અર્થાત્ કોઇએ પણ નહિ. કેમકે, કંસે જીવયશાને તુર્ત મેળવી, અને તે બન્ને વંશનો નાશ કરનારી થઇ.

अभ्याख्यानद्वार-( अनुष्टुपवृत्तम् )

१ ४ २ ३
**काचकामलदोषेण, पश्येन्नेत्रे विपर्ययम् ।**
६ ७ ५ ८ १० ९ ११
**अभ्याख्यानं वदेज्जीह्वा, तत्र रोगः क उच्यते ॥७४॥**

**અર્થ**:-માણસ કાચકામળ નામના દોષથી નેત્રમાં વિપરીતપણું જુવે છે; પરન્તુ જીભ જે અભ્યાખ્યાન બોલે છે, તેમાં કયો રોગ કહેવાય છે?

३ ४ ५ ६ २
**यथाऽभक्ष्यं न भक्ष्येत, द्वादशव्रतधारिभिः ।**
११ १२ १ १३ १४ ९ १० ८
**अभ्याख्यानं न चोच्येत, तथा कस्यापि पंडितैः ॥७५॥**

**અર્થ**:-જેમ બારવ્રતધારીઓ અભક્ષ્ય વસ્તુ ખાતા નથી, તેમ પંડિતો કોઇનું અભ્યાખ્યાન બોલતા નથી.

( शालिनीवृत्तम् )

१ २ ४ ५ ३
अग्निः स्तोकाद्वृद्धिमायाति योगात्,
६ ८ ७ ९
तद्वृद्धिं क्लेशलेशः प्रयाति ।
१३ १२ ११ १४
अभ्याख्यानात् स्तोकतः कर्म वृद्धिं,
१५ १० १७ १६ १८ १९
प्राप्नोत्येवं कष्टतः सा न याति ॥ ७६ ॥

અર્થઃ-જેમ અગ્નિ થોડા યોગથી વૃદ્ધિ પામે છે, તેમ ક્લેશ પણ વૃદ્ધિ પામે છે, અને થોડા અભ્યાખ્યાનથી કર્મ વૃદ્ધિ પામે છે, અને તે કર્મોની વૃદ્ધિ એવી રીતે કષ્ટથી પણ જાતી નથી.

( अनुष्टुप्वृत्तम् )

१ २ ३ ५ ४ ६
देवेषु किल्बिषो देवो ग्रहेषु च शनैश्चरः ।
९ ७ १० ८ ११
अभ्याख्यानं तथा कर्म, सर्व-कर्मसु गर्हितम् ॥७७॥

અર્થઃ-જેમ દેવોમાં કિલ્બિષદેવ, તથા ગ્રહોમાં શનિશ્ચર, તેમ અભ્યાખ્યાન સર્વ કર્મોમાં નિંદનિક છે.

( शालिनीवृत्तम् )

१ २ ३ ४
देवैश्चंपाद्वारमुद्घाटितं तत्,
५ ६ ७
सौभद्रायाः शीलमाहात्म्यमेव ।

९ ११ १६ ८
मिथ्यात्विन्यादुर्गतित्वं हि तस्याः,
१० १३ १४ १२ १५
श्वश्र्वा अभ्याख्यानमेवात्र हेतुः ॥ ७८ ॥

**અર્થ**:–દેવોએ ચંપાનગરીનું દ્વાર ઉઘાડયું, તેમાં હેતુભૂત સુભદ્રાના શીળનું મહાત્મ્યજ હતું, તથા તેની મિથ્યાત્વિની સાસુનું જે દુર્ગતિપણું થયું, તેમાં ફક્ત અભ્યાખ્યાનજ હેતુભૂત હતું.

पैशून्यद्वार-( अनुष्टुप्वृत्तम् )

६ ९ २ १ ४ ३ ७ ८ ५
अदाता च यथा लोके, वरो निःस्वो धनी न च ।
१० ११ १६ १५ १३ १२ १४
मूको वरं न वाक्दक्षः, पैशून्यं यदि तिष्ठति ॥७९॥

**અર્થ**:–જેમ દુનીયામાં નિર્ધન સારો છે, પણ દાન નહિ કરનારો એવો ધનવાન સારો નથી, તેમજ મુંગો માણસ સારો છે, પણ જે ચુગલીને એટલે અન્યની ચાડીને ધારણ કરે છે, એવો વાચાળ માણસ પણ સારો નથી.

८ ६ १० ७ ९
दानशीलतपोभावै,-रस्यैधते वृषो भुवि ।
१ २ ३ ४ ५
यस्य मनोवचः कायैः, पैशून्यं नाभिसंश्रयेत् ॥ ८० ॥

**અર્થ**:–જે માણસને મન, વચન અને કાયાથી ચુગલી આશ્રય કરીને રહેલી નથી, તેનો ધર્મ, દુનિયામાં દાન, શીળ, તપ અને ભાવથી વૃદ્ધિ પામે છે.

૨ ૩ ૪ ૫ ૧
अन्यस्य तापनाद्यर्थं, पैशून्यं क्रियते जनैः ।
૮ ૭ ૯ ૬ ૧૧ ૧૨ ૧૫ ૧૪ ૧૦ ૧૩
स्वात्मा हि तप्यते तेन, यदुप्तं स्यात्फलं च तत् ॥८१॥

**અર્થઃ**–બીજાને ખેદ આપવા માટે માણસો જે ચુગલી કરે છે, તેથી ઉલટો પોતાનો આત્મા ખેદ પામે છે. કેમકે, જેવું વાવ્યું હોય તેવું ફળ મળે છે.

૬ ૯ ૮ ૭ ૧૦ ૫ ૧૧
दानं च विफलं नित्यं, शौर्यं तस्य निरर्थकम् ।
૪ ૩ ૨ ૧ ૧૩ ૧૨
पैशून्यं केवलं चित्ते, वर्धेतस्याऽयशो भुवि ॥८२॥

**અર્થઃ**–જેના મનમાં કેવળ ચુગલીજ રહેલી છે, તેનું દાન હમેશાં નિષ્ફળ જાય છે, તથા તેનું પરાક્રમ પણ નિષ્ફળ થાય છે, અને તેનો અપયશ પૃથ્વીમાં વિસ્તાર પામે છે.

रति–अरतिद्वार.

૩ ૪ ૨ ૧ ૭ ૮ ૬ ૫
न विद्यतेरतिःप्राज्ञं,-न विद्येतारतिः पुनः ।
૧૧ ૯ ૧૦ ૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬
कर्माधीनं च सर्वं स्या,-त्ततस्तामल्पतांकुरु ॥ ८३ ॥

**અર્થઃ**–ડાહ્યા માણસોને રતિ તેમજ અરતિ વિદ્યમાન્ હોતી નથી, કેમકે, સર્વ કર્મોને આધિન છે, માટે તે રતિ અરતિને અલ્પ કરો?

૧ ૨ ૩ ૪ ૫ ૬
आदौ रागस्ततो द्वेष,-स्तस्मात्क्लेशपरंपरा ।
૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩
तद्वदादौ रतिश्चार,-तिस्ततः कर्मबंधनम् ॥ ૮૪ ॥

**અર્થઃ**-જેમ પ્રથમ રાગ અને તેથી દ્વેષ, તથા તેનાથી ક્લેશની પરંપરા થાય છે, તેમ પહેલાં રતિ, તેનાથી અરતિ અને તેથી કર્મબંધન થાય છે.

૨ ૧ ૪ ૩ ૬ ૫ ૮ ૭
वरं छाया वरं वायु,-र्वरं पुत्रो वरं धनम् ।
૧૦ ૯ ૧૨ ૧૧ ૧૩ ૧૪ ૧૫
वरं बंधुर्वरं जाये,-त्यादिरत्युद्भवं वचः ॥ ૮૫ ॥

**અર્થઃ**-છાયા ઉત્તમ છે, વાયુ ઉત્તમ છે, પુત્ર ઉત્તમ છે, ધન ઉત્તમ છે, બંધુ ઉત્તમ છે, તથા સ્ત્રી ઉત્તમ છે, ઇત્યાદિક વચન રતિથી ઉત્પન્ન થએલું જાણવું.

૨ ૧ ૩ ૪ ૫ ૬
उष्ण छाया धनं स्तोकं, वायुर्लूतादिसंयुतः ।
૭ ૯ ૮ ૧૦ ૧૧ ૧૨
कुपुत्रः कुलटारामे,-त्याद्यरत्युद्भवं वचः ॥ ૮૬ ॥

**અર્થઃ**-છાયા ઉષ્ણ છે, ધન થોડું છે, વાયુ લૂ આદિકવાળો છે, પુત્ર દુરાચારી છે, સ્ત્રી કુલટા છે. ઇત્યાદિક વચન અરતિથી ઉત્પન્ન થએલું જાણવું.

૩ ૨ ૧ ૪
रजांसि दशबा यत्रा,-ऽधरोष्ठठिक्करीद्वयम् ।
૫ ૬
मूर्खरसनापराप,-वादगूथं समुद्धरेत् ॥ ૮૭ ॥

અર્થ:-જ્યાં દાંતોરૂપી રજકણો છે, તથા હોઠોરૂપી બન્ને ઠીબડીઓ છે, એવી મૂર્ખોની જીભ, પરના અપવાદરૂપી નિષ્ઠાને ઉપાડે છે.

૪ ૫ ૬ ૭ ૩ ૧ ૨ ૮ ૯
**वक्तुं नैव क्षमा जीह्वा, यदि मूकस्य तद्वरम् ।**
૧૧ ૧૨ ૧૦ ૧૩ ૧૫ ૧૪ ૧૬
**परं परापवादं च, जंजप्यते न तद्वरम् ॥ ८८ ॥**

અર્થ:-જોકે મુંગા માણસની જીભ બોલવાને શક્તિમાન્ થતી નથી, તોપણ તે શ્રેષ્ઠ છે, પરન્તુ જે જીભ પરનો અપવાદ બોલે છે, તે ઉત્તમ નથી.

૩ ૪ ૧ ૨ ૫ ૬
**वक्त्रं परापवादेन, स्वस्य यत्समलं कृतम् ।**
૮ ૭ ૯ ૧૦ ૧૧ ૧૩ ૧૪ ૧૫ ૧૨
**तच्च केनाप्युपायेन, कर्तुं नार्हति निर्मलम् ॥८९॥**

અર્થ:-પરના અપવાદથી પોતાનું જે મુખ મલીનતાવાળું થએલું છે, તેને કોઈપણ ઉપાયથી નિર્મળ કરી શકાતું નથી.

૧ ૩ ૨ ૪
**एके च जातिचंडालाः, कर्म-चंडाल-निंदकः ।**
૮ ૫ ૬ ૭ ૯ ૧૦
**ज्ञात्वेति हृदये सम्यक्, परापवादमात्यजेत् ॥ ९० ॥**

અર્થ:-આ દુનિયામાં કેટલાકતો જાતિચંડાળો છે, પરન્તુ નિંદા કરનારાઓ તો કર્મચંડાળો છે; એમ સારી રીતે હૃદયમાં જાણીને પરના અપવાદનો ત્યાગ કરવો.

मायामृषाद्वार.

१ २ ३ ४ ६ ८ ५ ७

**मनस्यन्यद्वचस्यन्यत्, मायामृषा च सोच्यते ।**

९ १० १२ १३ १४ ११ १५ १६

**कदापि सुखदा न स्या,-द्विश्वे यथा पणांगना ॥११॥**

**અર્થઃ**—મનમાં કંઇક અને વચનમાં કંઈક, તેને "માયા મૃષા" કહેવાય છે; માટે જગત્માં જેમ વેશ્યા સ્ત્રી, તેમ તે કદાપી પણ સુખ કરનાર નથી.

६ ४ ५ ३ २

**फलं यथेंद्रवारुण्याः, कटुमायामृषावचः ।**

९ १० ११ १२ ७ ८ १

**अंतरंगधिया श्रेय,-स्करं न स्याद्यतोऽत्र च ॥ १२ ॥**

**અર્થ:**—જેમ ઇન્દ્રવારૂણી નામની વેલડીનું ફળ કડવું છે, તેવું માયામૃષા વચન કડવું છે; માટે અંતરંગ બુદ્ધિથી આ દુનિયામાં તે કલ્યાણકારી હોતું નથી.

३ २ ४ १ ५

**खड्गधारां मधुलिप्तां, विद्धि मायामृषां ततः ।**

९ ८ ७ ६

**वर्जनीया प्रयत्नेन, विदुषा शिववांछता ॥ १३ ॥**

**અર્થઃ**—માયામૃષાવાદને મધથી લીંપાએલી તલવારની ધારાસમાન જાણવું; તેથી કલ્યાણને ઇચ્છતા એવા પંડિતોએ પ્રયત્નપૂર્વક તેનો ત્યાગ કરવો.

२ ३ ५ १
मुग्धप्रतारणाद्यर्थं मायामृषा वदेन्न च ।
८ ९ ७ ६ १० ११ १२ १३
पूर्वं सुधानिभा सा च, यतोऽन्ते तत्फलं कटु ॥१४॥

અર્થઃ-ભોળા માણસને ઠગવાઆદિક માટે માયામૃષાવાદ બોલવો નહિ, કેમકે, પહેલાં તો તે અમૃતસમાન લાગે છે, પરન્તુ પરિણામે તેનું ફળ કડવું છે.

मिथ्यात्व शल्यद्वार.

१ ३ ४ २ ६ ७
शत्रुभिर्निहितं शस्त्रं, शरीरे जगति नृणाम् ।
५ ८ ९ १० ११ १२ १३
यथा व्यथां करोत्येव, तथा मिथ्यात्वमात्मनः ॥१५॥

અર્થઃ-શત્રુઓએ શરીરપર ફેંકેલું શસ્ત્ર જેમ આ જગતમાં માણસોને દુઃખ આપે છે, તેમ મિથ્યાત્વ શલ્ય આત્માને દુઃખ આપે છે.

२ ३ ४ ५
दुर्वचनं पराधीनं, शरीये कष्टकारकम् ।
१ ७ ६ ८ ९
शल्यं शल्यतरं तस्मात्, मिथ्यात्वशल्यमात्मनि॥१६

અર્થ-શલ્યસમાન કુવચન અને પરાધીનપણું જેમ શરીરને કષ્ટકારક છે, તેથી પણ વિશેષ શલ્યરૂપ એવું મિથ્યાત્વ આત્માને કષ્ટકારક છે.

૧ ૨ ૩ ૪ ૬ ૫
स्वाध्यायेन गुरोर्भक्त्या, दीक्षया तपसा तथा ।
૭ ૮ ૯ ૧૨ ૧૦ ૧૧
येन केनोद्यमेनैव, मिथ्यात्वशल्यमुद्धरेत् ॥ ૧૭ ॥

**અર્થ**:-સ્વાધ્યાય ધ્યાનથી, ગુરુની ભક્તિથી, દીક્ષાથી તથા તપથી, એવી રીતે ગમે તે ઉદ્યમથી મિથ્યાત્વરૂપી શલ્યનો ઉદ્ધાર કરવો.

૧ ૨ ૩ ૪
मिथ्यात्वशल्यमुन्मूल्य, स्वात्मानं निर्मलीकुरु ।
૫ ૬ ૭ ૮ ૯
यथाऽजस्रं सुसिंदूर,-रजसा भुवि दर्पणः ॥ ૧૮ ॥

**અર્થ**:-હે ભવ્ય પ્રાણી ? તું મિથ્યાત્વરૂપી શલ્યને મૂળમાંથી ઉખેડીને તારા પોતાના આત્માને નિર્મળ કર ? કેની માફક ? તો કે નિરંતર સિંદૂરની રજથી દુનિયામાં જેમ દર્પણ નિર્મળ થાય છે તેમ.

द्यूतद्वार.

૧૦ ૪ ૧૧ ૨ ૩ ૫ ૬
न च स्याद् द्रोहतः प्रेम, परस्त्री-लंपटाद्यशः ।
૭ ૮ ૯ ૧ ૧૩ ૧૪ ૧૨
दयया रहितो धर्मो, यथा द्यूताद्धनं तथा ॥ ૧૯ ॥

**અર્થઃ**-જેમ દ્રોહથી પ્રીતિ થતી નથી, પરસ્ત્રીના લંપટપણાથી યશ થતો નથી, તથા દયા વિના જેમ ધર્મ થતો નથી, તેમ જુગારથી ધન થતું નથી,

द्यूतस्य व्यसनं त्याज्यं, नरेण शुभवांछता ।
हठाद्यदि न मुच्येत, तदा क्लेशपरंपरा ॥ १०० ॥

અર્થ:—કલ્યાણને ઈચ્છનારા માણસોએ જુગારના વ્યસનનો ત્યાગ કરવો; અને કદાચ જો હઠથી તેનો ત્યાગ કરવામાં ન આવે તો કલેશોની શ્રેણિ પ્રાપ્ત થાય છે.

लभेत शं पराधीनात्, तत्त्वबुद्धिं तु मद्यपात् ।
यदा प्रमादतो ज्ञानं, भवेद् द्यूताद्धनं तदा ॥१०१॥

અર્થ:—જો પરાધીનપણાથી સુખ મળે, મદિરાપાન કરનાર માણસ પાસેથી તત્વની બુદ્ધિ મળે, તથા પ્રમાદથી જો જ્ઞાન મળે, તો જુગારથી ધન મળે.

( उपजातिवृत्तम् )

न यंत्रसाध्यं न च तंत्रसाध्यं,
नं मंत्रसाध्यं न च मंत्रिसाध्यम् ।
एवं-विधं द्यूतमतः प्रमोच्यं,
नो चेत्त्यजेत्पांडववद्भवेच्च ॥ १०२ ॥

અર્થ:—જુગારને યંત્રથી પણ સાધી શકાતો નથી, તંત્રથી

સાધી શકાતો નથી, તથા મંત્રથી પણ સાધી શકાતો નથી; માટે એવી રીતના જુગારનો ત્યાગ કરવો; અને જો તેનો ત્યાગ કરવામાં ન આવે, તો તે પાંડવોની માફક દુઃખદાઈ નિવડે છે.

४ २ ३ १ ५
**द्यूतान्नलेनाऽपि च राज्यभार,-**
११ १० ९ ७
**ममोचि द्रव्यं नृपकोटिभिश्च ।**
८ ६ १२
**श्रीमूलदेवप्रमुखैस्तथेह,**
१७ १३ १४ १५ १६
**लभेत को द्यूतत एव द्युम्नम् ॥ १०३ ॥**

**અર્થઃ**-જુગારથી નળરાજાને રાજ્યભારનો ત્યાગ કરવો પડ્યો, તથા શ્રી મૂળદેવ આદિ ક્રોડો ગમે રાજાઓને દ્રવ્યનો ત્યાગ કરવો પડ્યો છે; માટે આ દુનિયામાં કયો માણસ જુગારથી ધનને મેળવી શકે? અર્થાત્ કોઈપણ ન મેળવી શકે.

मांसद्वार-( अनुष्टुप्वृत्तम् )

१ ११ २ ३ ४
**मांसादनात्प्रणश्यन्ति, देहश्रीः सुमतिः सुखम् ।**
५ ६ ७ ८ ९ १०
**शौचं सत्यं यशः पुण्यं, श्रद्धा विश्वाससद्गती॥१०४॥**

**અર્થઃ**-માંસ ભક્ષણ કરવાથી શરીરની શોભા, ઉત્તમબુદ્ધિ, સુખ, પવિત્રતા, સત્ય, યશ, પુણ્ય, શ્રદ્ધા, વિશ્વાસ તથા ઉત્તમગતિ નાશ પામે છે.

૨ ૩ ૧ ૧૦ ૪ ૧૧
**मांसादनाज्जनानां च, जायते विभ्रमो ध्रुवम् ।**
૫ ૭ ૬ ૭ ૮ ૯
**निर्दयत्वमशौच्यं च, दुर्धीर्दुःखपरंपरा ॥ १०५ ॥**

અર્થઃ-વળી માંસ ભક્ષણથી માણસોને ખરેખર વિભ્રમ, નિર્દયપણું, અપવિત્રપણું, દુર્બુદ્ધિ તથા દુઃખોની શ્રેણિઓ પ્રાપ્ત થાય છે.

૩ ૨ ૧ ૫ ૪ ૬
**प्रपश्यंति पशून् यत्र, मनस्तत्र प्रवर्तते ।**
૮ ૯ ૧૦ ૧૧
**रागता मांसपुष्टे स्या,-द्दुर्बलत्वे विरागता ॥ १०६ ॥**

અર્થઃ-વળી માંસલુબ્ધ માણસ જ્યાં પશુઓને જુવે છે ત્યાં તેનું મન પ્રવર્ત્તે છે, વળી જે પશુ માંસથી પુષ્ટ થએલું હોય તેના ઉપર તેનો રાગ બંધાય છે, તથા જે પશુ દુર્બળ હોય તેના પ્રત્યે તેને વિરાગપણું થાય છે.

( इन्द्रवज्रावृत्तम् )

૪ ૫ ૧ ૬ ૭
**सा रेवती या नरके प्रविष्टा,**
૨ ૩
**मांसादनाद्भीम-कुकर्मकर्त्री ।**
૯ ૧૦ ૧૧ ૮
**श्रीश्रेणिकेनाऽपि पलाशनाच्च,**
૧૫ ૧૬ ૧૪ - ૧૨ ૧૩
**प्राप्ता हि पीडा नरकस्य तीव्रा ॥ १०७ ॥**

અર્થ:-ભયંકર કુકર્મ કરનારી તે પ્રસિદ્ધ રેવતીને માંસ ભક્ષણથી નરકમાં પ્રવેશ કરવો પડયો, અને શ્રી શ્રેણિક રાજાએ પણ માંસભક્ષણથી નરકની ભયંકર પીડા મેળવી.

मदिराद्वार-( अनुष्टुपवृत्तम् )

१ २ ३ ४
**पारवश्यमशुचित्वं, विकलत्वमचेष्टता ।**
५ ६ ७ ८ ९
**निर्दयत्वं भवेत्तस्मात्, सुरापानं विवर्जयेत् ॥१०८॥**

અર્થ:-મદિરાપાનથી પરવશપણું, અપવિત્રપણું, વિકલપણું, નિશ્ચેષ્ટપણું, તથા નિર્દયપણું થાય છે, માટે મદિરાપાનનો ત્યાગ કરવો

३ १ २ ४ ५
**शैथिल्यं विग्रहे वस्त्रे, नेत्रयुग्मे मदांधता ।**
१० ७ ८ ९ १२ १४ ११ १३ ६
**पतनं यत्र तत्रापि, मद्यं पिबेत्ततो न च ॥ १०९ ॥**

અર્થ:-વળી મદ્યપાન કરવાથી શરીરમાં અને વસ્ત્રમાં પણ શિથિલતા થાય છે, બન્ને નેત્રોમાં મદાંધપણું થાય છે, તથા જ્યાં ત્યાં પડવાપણું થાય છે, માટે મદિરાપાન કરવું નહિ.

२ ३ ४ १ ५ ६ ७ ८
**संततिर्नाऽस्ति वंध्यायाः, कृपणस्य यशो न हि ।**
९ १० ११ १२ १३ १५ १४
**कातरस्य जयो नैव, मद्यपस्य न सद्गतिः ॥ ११० ॥**

અર્થ:-જેમ વંધ્યા સ્ત્રીને સંતતિ હોતી નથી, કૃપણને

યશ હોતો નથી, બીકણને જય મળતો નથી, તેમ મદિરા-
પાન કરનાર માણસને ઉત્તમ ગતિ મળી શકતી નથી.

( उपजातिवृत्तम् )

१ २ ३
यस्या धवो माधववासुदेवः,
४ ६
सुवर्णदुर्गा धनदेवदत्ता ।
७ ८ १० ५ ९
सा द्वारिका प्रज्वलिता च नूनं,
११ १२ १५ १३ १४
तत्राऽपि हेतुः किल मद्यपानम् ॥ १११ ॥

**અર્થઃ**—જે દ્વારિકાનગરીના સ્વામી શ્રીકૃષ્ણ વાસુદેવ હતા, તથા જેને સુવર્ણનો ગઢ હતો, તેમજ જેને કુબેરે આપી હતી, તેવી દ્વારિકા ખરેખર બળી ગઇ, તેમાં પણ મદ્યપાનજ હેતુભૂત હતું.

वेश्याद्वार-( अनुष्टुप्वृत्तम् )

३ ५ ४
कुष्टाभिभूतमृत्यानां, मन्येताऽनंगतुल्यताम् ।
२ ८ ६ ७ १ १० ११ ९
द्रव्यार्थं न च स्नेहार्थं, गणिका सुखदा न सा ॥११२॥

**અર્થઃ**—જે વેશ્યાસ્ત્રી સ્નેહને માટે નહિ, પણ ફક્ત દ્રવ્યને માટે કોઢથી પરાભવ પામેલા માણસોને પણ કામદેવસમાન માને છે, માટે તેવી વેશ્યા સુખદાઇ નથી.

**लोभार्थिनी निर्लज्जा च, पापिष्ठा पापकुंडिका ।**
**विट्चुंबिता च निःस्नेहा, कथं सेव्या पणांगना ॥११३**

**અર્થઃ**—ફક્ત લોભનાજ પ્રયોજનવાળી, લજ્જા વિનાની, પાપિષ્ટ, પાપોની કુંડસમાન, વિટપુરૂષોથી ચુંબન કરાએલી, તથા સ્નેહ વિનાની એવી વેશ્યા સ્ત્રીને શા માટે સેવવી જોઇએ ?

**सा कंठाश्लेषमाधत्ते, परं प्रीतिविवर्जिता ।**
**तेनाऽज्ञास्तत्र बध्यन्ते, यथा सिंहाश्च पंजरे ॥११४॥**

**અર્થઃ**—તે કંઠને આલિંગન તો કરે છે, પરંતુ પ્રેમ રહિત હોય છે, માટે અજ્ઞાની માણસો, પાંજરામાં જેમ સિંહ તેમ તેણીની સાથે પ્રીતિથી બંધાય છે.

**वेश्यासंगात्सदैव, नश्यंत्यंगच्छविर्यशः ।**
**लज्जा च संततिः सिद्धि,-र्द्रव्यं च गृहगांगना ॥११५॥**

**અર્થઃ**—વેશ્યાના સંગથી નીચે જણાવેલી સાત વસ્તુઓનો નાશ થાય છે, શરીરની કાંતિ, યશ, લજ્જા, સંતતિ, સિદ્ધિ, ધન તથા ઘરની સ્ત્રીનો નાશ થાય છે.

( उपजातिवृत्तम् )

कदापि वेश्या न गुणार्थिनी स्या,-
द्रूपार्थिनी नैव हितार्थिनी च ।
विद्यार्थिनी नापि न मन्यसे चे,-
द्वार्तां शृणु त्वं कयवन्नकस्य ॥ ११६ ॥

અર્થઃ-વેશ્યા સ્ત્રી કદાપિ પણ ગુણોની, રૂપની, હિતની કે વિદ્યાની અર્થિની એટલે પ્રયોજનવાળી હોતી નથી, માટે હે ભવ્ય પ્રાણી? જો તું તે વાત ન માનતો હોય તો તું કયવન્નકની કથા સાંભળ?

आखेट द्वार-( अनुष्टुप्वृत्तम् )

धूपात्प्रस्विन्नदेहश्च, भ्राम्यते वनगह्वरे ।
आखेटे किं सुखं तत्र, पापरूपे निजात्मनः ॥११७॥

અર્થઃ-જે શિકારગ્રહમાં તાપથી શરીરપર પસીનો થાય છે, તથા ભયંકર વનમાં ભમવું પડે છે, એવા પાપરૂપ શિકારમાં પોતાના આત્માને શું સુખ મળતું હશે?

पुनः पुनः प्रपच्येत, परत्र नरकावनौ ।
सततं रुधिरालिप्त,-करेणाखेटकारिण ॥११८॥

**અર્થ**:-નિરંતર રૂધિરથી લેપાએલ છે હાથ જેના એવો શિકાર કરનારો માણસ પરભવમાં નરકમાં જઇને વારંવાર પચાવાય છે, અર્થાત્ ત્યાં જઈને તે અત્યંત દુઃખ પામે છે.

४ ६ ५ ३ १ २
**आखेटकेषु विध्येरन्, प्राणिनः प्राणिनोऽत्रये ।**
९ ७ १० ८ ११ १२ १३
**नरकेऽप्यनुविध्यरन्, परत्रेत्यवदज्जिनः ॥ ११९ ॥**

**અર્થ**:-જે પ્રાણીઓ આ જગત્માં શિકારઆહોમાં પ્રાણીઓને વીંધે છે, તેઓ પરભવમાં નરકમાં જઇને વીંધાય છે; એવી રીતે શ્રી જિનેશ્વર પ્રભુ કહે છે.

११ ९ १० २ ४ ३ १
**श्वभ्रद्वाराणि पंचैव, द्रोहो हत्या तथा भुवि ।**
५ ६ ७ ८ ९
**मांसादनं गुरोर्निंदा, तथा-खेटकपातकम् ॥ १२० ॥**

**અર્થ**:-આ જગતમાં નરકે જવાનાં પાંચ દ્વારો કહેલાં છે; દ્રોહ એટલે પરની ઈર્ષ્યા, હત્યા એટલે જીવોની હિંસા, માંસભોજન, ગુરૂની નિંદા તથા શિકારથી થએલું પાપ એ પાંચે નરકનાં દ્વારો છે.

( उपजातिवृत्तम् )

५ ८ २ ६ ७ १ ३ ४
**आखेटकं चेद्यदि न त्यजेच, परत्र बंधादिक-दुःखराशिम् ।**
१२ १० ९ ११ १३ १६ १५ १४
**सहेत चाऽस्मिन् परमापदं हि, यथाऽजपुत्रो रघुवंशजातः।**

અર્થઃ—હે પ્રાણી ? કોઇપણ માણસ, પરલોકમાં બંધનાદિક દુઃખોનો સમૂહ જેમાં ભર્યો છે એવા શિકારને જો નથી ત્યજતો તો તે રઘુવંશમાં ઉત્પન્ન થએલા "અજપુત્રની" માફક આ લોકમાં પણ અત્યંત આપદાને સહન કરે છે.

चोरीद्वार—( अनुष्टुप्वृत्तम् )

**चौर्यकर्ता चौरमंत्री, स्थानदश्चौर-रक्षकः ।**
**चौरेण सह व्यापारी, चौरः पंचविधः स्मृतः ॥१२२॥**

અર્થઃ—ચોરી કરનાર, ચોરની સાથે ગુપ્ત વાત કરનાર, ચોરને રહેવાનું સ્થાન આપનાર, ચોરનું રક્ષણ કરનાર તથા ચોરોની સાથે વ્યાપાર કરનાર, એવી રીતે પાંચ પ્રકારના ચોરો કહ્યા છે.

**निर्दयः खरवाक् क्रूरः शठोधृष्टश्चनिर्भयः ।**
**निर्दाक्षिण्यः क्रूरकर्मा, चौरस्याष्टौ गुणाः स्मृताः॥१२३**

અર્થઃ—દયા વિનાનો, કઠોર વચનો બોલનારો, ક્રૂર, લુચ્ચાઇવાળો, ધીઠ્ઠો, ભયવિનાનો, દાક્ષિણ્યતારહિત તથા ક્રૂર કાર્યો કરનારો, એવી રીતના આઠ પ્રકારના ગુણો એટલે દુષણો ચોરનાં કહેલાં છે.

**चौरस्य पंच चिन्हानि, भ्रमदृग् चंचलाननः ।**
**वस्त्वासक्तमना व्यग्र, इतस्ततो निरीक्षणम्॥१२४॥**

**અર્થઃ**-ચોરનાં નીચે પ્રમાણે પાંચ ચિન્હો જાણવાં, તે ભ્રમયુક્ત દૃષ્ટિવાળો, ચંચળ મુખવાળો, વસ્તુઓમાં આસક્ત મનવાળો, વ્યગ્ર તથા આમતેમ જોનારો હોય છે.

**भयं भिक्षा वधो दंडः, श्रृंखलापदबंधनम् ।**
**शूलिकारोपणं मृत्युः फलानि चौरकर्मणः ॥ १२६ ॥**

**અર્થઃ**-ભય, ભિક્ષા, વધ, દંડ, સાંકળથી થતું ચરણબંધન, શૂળિપર ચઢવાપણું, તથા મૃત્યુ એટલાં ચોરીનાં ફળો છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

**ज्ञातातो विजयस्य चौर्यकरणं संसारसंप्लावनं,**
**चान्यस्माद्वसुभूतितस्करकथां श्रुत्वा त्यज दूरतः ।**
**यत्पुण्यं भज रौहिणेयक इव प्रौढं सुखं लिप्ससे,**
**नोचेद्दुर्गतियातनाफलमिदं भुंक्ष्व स्वकर्मोदयात् ॥१२६॥**

**અર્થઃ**-સંસારમાં ડુબાવનારી એવી વિજયની ચોરી જ્ઞાતા-

સૂત્રમાંથી જાણીને તથા અન્ય વસુભૂતિ ચોરની કથા સાંભળીને તે ચોરીને હે પ્રાણી ? તું દૂર ત્યજ ? અને જો તને ઉત્કૃષ્ટ સુખની ઇચ્છા હોય, તો તું રૌહિણેય નામના ચોરની માફક પુણ્યને ભજ ? નહિતર તારા કર્મના ઉદયથી તારે દુર્ગતિનું માઠું ફળ ભોગવવું પડશે.

परस्त्रीद्वार-( अनुष्टुप्वृत्तम् )

३ २ १ ४ ५
**नित्यं मनोवचः कायै,-र्यः परस्त्रीषु लंपटः ।**
११ ६ १२ १० ९ ७ ८
**सहते स हि दुःखं च, श्वभ्रेषु ताडनादिकम् ॥१२७॥**

**અર્થ**:-જે માણસ નિરંતર મન, વચન અને કાયાથી પરસ્ત્રીમાં લંપટ થાય છે તે માણસને નરકોમાં તાડનાદિકનું દુઃખ સહન કરવું પડે છે.

३ ५ १ ४ २ ७ ८ ६
**रणे फलेच्च वृक्षश्चेत्, सुयशः स्यात्कुकर्मणः ।**
१० ११ १२ ९ १३ १४ १५
**कुवाक्याच्छं लभते य,-त्तदा परस्त्रियः सुखम् ॥१२८॥**

**અર્થ**:-જો રેતીના રણમાં વૃક્ષફળ થાય, કુકર્મથી ઉત્તમ યશ થાય, તથા કુવચનથી જો સુખ મળે, તોજ પરસ્ત્રી સેવનથી સુખ મળે.

२ ३ ४ ७ ६ ५ १
**इंद्रधनुः कराऽस्पृक्च, न वशः पवनो यथा ।**
८ ११ १२ १३ १० ९
**तथा दुर्ग्राह्यमेव स्यात् परस्त्रीहृदयं सदा ॥ १२९ ॥**

**અર્થ**:-જેમ ઇન્દ્રના ધનુષ્યને હાથથી સ્પર્શ કરાતો નથી, તથા પવનને જેમ વશ કરી શકાતો નથી, તેમ પરસ્ત્રીનું મન પણ નિરંતર જાણી શકાતું નથી.

२ ५ ६ ३ ४
**लोके दुर्ग्रहता ख्याता, या सार्धसप्तवार्षिकी ।**
८ ७ ९ १० ११ १३ १ १२
**परस्त्री सैव विज्ञेया, यतः प्राप्नोति चापदम् ॥१३०॥**

**અર્થ**:-દુનિયામાં જે સાડાસાત વર્ષની પનોતી પ્રખ્યાત છે, તે આ પરસ્ત્રીનેજ જાણવી, કેમકે, તેથી દુઃખ થાય છે.

( उपजातिवृत्तम् )

३ १ २ ४ ५ ६ ७ ८ ९
**त्यजेत्सुखार्थी परदारसंगं, नोचेत्स पद्मोत्तरवद्भवेच्च ।**
१० ११ १२ १५ १३ १४
**मतांतरे गौतमतापसस्य, दारानुरागादभवद्रवेःकिम् ॥१३१**

**અર્થ**:-સુખાર્થી માણસે પરસ્ત્રીનો સંગ ત્યજવો, નહિતર પદ્મોતર રાજાની માફક આપદા થાય છે; વળી અન્ય દર્શનીઓમાં પણ ગૌતમઋષિની સ્ત્રીના અનુરાગથી સૂર્યની શી દશા થઇ છે? તે વિચારો?

पापद्वार-( अनुष्टुग्वृत्तम् )

१० १ २ ३
**भवेयुः प्राणिनः पापा,-त्कासश्वासज्वरादयः ।**
९ ८ ७ ४ ६ ५
**सखायोऽपि कदर्याश्च, नागश्रीवन्महीतले ॥१३२॥**

**અર્થઃ**-પાપથી પ્રાણીઓને કાસ એટલે ખાંસી, શ્વાસ તથા જ્વર આદિક વ્યાધિઓ થાય છે, તથા આ પૃથ્વીમાં તેને નાગશ્રીની માફક નીચ સોબતો થાય છે.

२ ३ १४ ४ ५ ६ ७
**अमृतं कालकूटं स्या,-न्मित्रं शत्रुः सुधीरधीः ।**
८ ९ १ १० ११ १२ १३
**सज्जनो दुर्जनः पापा,-द्विपरीतं फलं त्विह ॥१३३॥**

**અર્થઃ**-પાપથી અમૃત ઝેર થાય છે, મિત્ર શત્રુ થાય છે, ઉત્તમ બુદ્ધિવાળો નિર્બુદ્ધિ થાય છે, તથા સજ્જન દુર્જન થાય છે, એવી રીતે પાપથી વિપરીત ફળ થાય છે.

५ ७ ६ १४ ३ ८ १० ९
**गुणश्च दोषतां याति, पापतो हृच्च शून्यताम् ।**
११ १२ १३ १ २ ४
**ज्ञानमज्ञानतामेव, भ्रमरोगादिव देहिनः ॥ १३४ ॥**

**અર્થઃ**-ભ્રમરોગથી જેમ, તેમ પાપથી પ્રાણીના ગુણો દોષપણાને પામે છે, હૃદય શૂન્યપણાને પ્રાપ્ત થાય છે, તથા જ્ઞાન અજ્ઞાનપણાને પામે છે.

४ ३ ५ ६ ९ ७ ८
**दुष्टा रामा सुता दुष्टा, दुष्टाः परिजना जनाः ।**
१० ११ १ १२ २
**भ्रातरो दुःखदातारः, पापाद्भवंति सर्वदा ॥ १३५ ॥**

**અર્થઃ**-પાપથી નિરંતર સ્ત્રીઓ, પુત્રો, તથા ચાકરો પણ દુષ્ટ થાય છે, અને ભાઈઓ સદા દુઃખ દેનારાઓ થાય છે.

( इन्द्रवज्रावृत्तम् )

श्रीब्रह्मदत्तो नरचक्रवर्ती,
मृत्वा गतः सोऽपि हि सप्तमीं च ।
निर्गत्य तस्माद्भवपंकमग्न,-
स्तत्राऽपि हेतुः किल पातकस्य ॥ १३६ ॥

અર્થ:-તે શ્રી બ્રહ્મદત્ત ચક્રી મૃત્યુ પામીને સાતમી નરકે ગયો, તથા ત્યાંથી નીકળીને તે જે સંસારરૂપી કાદવમાં મગ્ન થયો, તેમાં પણ પાપનુંજ કારણ મુખ્ય જાણવું.

सम्यक्त्वद्वार-( अनुष्टुप्वृत्तम् )

उपशामिकमेकं च, परं क्षायोपशामिकम् ।
तृतीयं क्षायिकं तुर्यं, सास्वादनं च वेदकम् ॥ १३७ ॥

અર્થ:-એક ઉપશામિક, બીજું ક્ષાયોપશામિક, ત્રીજું ક્ષાયિક, ચોથું સાસ્વાદન તથા પાંચમું વેદક સમ્યક્ત્વ જાણવું.

जैनधर्मे च दक्षत्वं, संस्थैर्योन्नतिभक्तयः ।
तीर्थसेवेति पंचाऽपि, सम्यक्त्वभूषणानि च ॥ १३८ ॥

અર્થ:-જૈન ધર્મમાં દક્ષતા, સ્થિરતા, ઉન્નતિ, ભક્તિ, તથા તીર્થસેવા એ પાંચે સમકીતનાં ભૂષણો છે.

शंकाकांक्षाविचिकित्सा, जैनादन्यस्य संस्तुतिः ।
तत्संस्तवोऽपि पंचैव, सम्यक्त्वदूषणानि च ॥१३९॥

અર્થ:-શંકા, કાંક્ષા, વિચિકિત્સા, જૈન સિવાય અન્યની સ્તુતિ, અને અન્ય મતની પ્રશંસા એ પાંચે સમકીતનાં દૂષણો છે.

मूलं धर्मस्य सम्यक्त्वं, स्वर्गसौख्यफलप्रदम् ।
अनुक्रमेण मोक्षस्य, सुखदं भणितं ध्रुवम् ॥ १४० ॥

અર્થ:-ધર્મના મૂળરૂપ એવું સમકીત સ્વર્ગના સુખરૂપી ફળને દેનારૂં છે, તથા અનુક્રમે ખરેખર મોક્ષનું સુખ આપનારૂં કહ્યું છે.

( उपेन्द्रवज्रावृत्तम् )

प्रबोधरत्नं हृदि यस्य नित्यं,
वसेद्वरं तस्य यशोऽपि मर्त्याम् ।
लभेत पूजामिह मुक्तिमग्रे,
स भूपतिः श्रेणिकवत्पृथिव्याम् ॥ १४१ ॥

અર્થ:-જેના હૃદયમાં નિરંતર ઉત્તમ એવું જ્ઞાનરૂપી રત્ન વસી રહ્યું છે, તે માણસોનો અહિં પૃથ્વીમાં યશ થાય છે,

તથા તે પૂજાને મેળવે છે, અને છેવટે તે શ્રેણિક રાજાની માફક મોક્ષને પ્રાપ્ત કરે છે.

पुण्यद्वार-( अनुष्टुप्वृत्तम् )

३ ४ ५ ६
**कांतरूपं यशोलाभं, विद्वत्त्वं भामिनीसुखम् ।**
७ ८ ९ २ १० १
**पूर्णं धनं सुतं पुण्यात्, प्राप्नुयात् पूर्वसंचितात् ॥१४२**

**અર્થ**:-પૂર્વે સંચય કરેલા પુણ્યથી પ્રાણી મનોહર રૂપને, યશના લાભને, વિદ્વત્તાને, સ્ત્રીના સુખને, સંપૂર્ણ ધનને અને પુત્રને મેળવે છે.

४ ३ २ १
**संभाव्यते ह्यसंभाव्यं, निजपुण्यप्रभावतः ।**
८ ९ ५ १० ११ ७
**दमयन्त्यास्तिलके य,-स्तेजोऽभूत् पूर्वपुण्यतः ॥१४३॥**

**અર્થ**:-પોતાના પુણ્યના પ્રભાવથી અસંભવિત વસ્તુનો પણ સંભવ થાય છે, કેમકે, પૂર્વના પુણ્યથી દમયંતીના તિલકમાં તેજ થયું હતું.

१ २ ३
**राजमानं धनाढ्यत्वं, सद्गुणाढ्यप्रियासुखम् ।**
४ ५ ७ ८ ६
**पूर्णं यशो विवेकित्वं, पुण्यद्रुमफलानि च ॥ १४४ ॥**

**અર્થ**:-રાજા તરફનું માન, ધનાઢ્યપણું, સદ્ગુણી સ્ત્રીનું સુખ, સંપૂર્ણ યશ, તથા વિવેકપણું એટલાં પુણ્યરૂપી વૃક્ષનાં ફળો છે.

४ ५ ७ ११ ६
**तीर्थंकरत्वं चक्रित्वं, वासुदेवत्वमेव च ।**
१० ८ १ ३ ९ २
**लभते च नरो भूम्यां, देवत्वं पूर्वपुण्यतः ॥ १४६ ॥**

**અર્થ**:-પૂર્વના પુણ્યથી માણુસ આ પૃથ્વીમાં તીર્થંકરપણું, ચક્રવર્તીપણું, વાસુદેવપણું, તથા દેવપણું મેળવે છે.

( इन्द्रवज्रावृत्तम् )

४ ५ ६ २ १ ३ १०
**श्रीरामचंद्रस्य महाजयोभूत्, पुण्यात्पुरा रावणसंगरे च**
७ ८ ९ १२ ११ १३ १४ १५
**पुण्याढ्यराजा परमं प्रतापं, लेभे बलं तत्र वृषस्य हेतुः ॥**

**અર્થ**:-પૂર્વે કરેલા પુણ્યથી રાવણુના સંગ્રામમાં શ્રી રામચંદ્રજીનો મહાન્ જય થયો છે, તથા પુણ્યાઢ્ય રાજાએ જે ઉત્કૃષ્ઠ પ્રતાપ તથા બળ મેળવ્યું છે, તેમાં પુણ્યનોજ હેતુ છે.

दानद्वार-( अनुष्टुप्वृत्तम )

१५ ९ १० ८ १४ ११ १३ १२
**स्याज्जन्म सफलं तस्य, सफलं चाऽपि जीवितम् ।**
१ २ ७ ६ ३ ४ ५
**यस्य वक्त्रे वसेन्नित्यं, दानमित्यक्षरद्वयम् ॥ १४७ ॥**

**અર્થ**:-જેના મુખમાં "દાન" એવા બે અક્ષરો હમેશાં વસી રહ્યા છે, તેનો જન્મ તથા તેનું જીવતર સફળ છે.

३ ४ ५
**कलत्रपुत्रसौख्यानि, स्वर्गस्य सुखसंपदः ।**
७ ६ ८ २ १
**पंचप्रकारभोगाश्च, प्राप्यंते दानतो नरैः ॥ १४८ ॥**

**અર્થ**:-દાનથી માણસોને સ્ત્રીપુત્રનાં સુખો, સ્વર્ગનાં સુખોની સંપદા, તથા પાંચ પ્રકારના ભોગો પ્રાપ્ત થાય છે.

૨ ૪ ૭ ૫ ૬ ૩
**वादशक्तिर्मंत्रशक्ति,-स्तंत्रशक्तिस्तथैव च ।**
૮ ૧ ૯ ૧૧ ૧૨ ૧૦ ૧૩
**भवेत्पुंसां परं मह्यां, दानशक्तिस्तुदुर्लभा ॥ १४९ ॥**

**અર્થ**:-પુરૂષોને વાદશક્તિ, મંત્રશક્તિ, તેમ તંત્રશક્તિ પણ પ્રાપ્ત થાય છે, તથાપિ આ પૃથ્વીમાં દાનશક્તિ દુર્લભ છે.

૧ ૨ ૪ ૭ ૬ ૫
**दानादिहमहाकीर्तिः, स्वर्गसौख्यं परत्र च ।**
૮ ૧૦ ૧૧ ૩ ૯
**क्रमान्मुक्तिर्भवेल्लोके, श्रीश्रेयांसकुमारवत् ॥१५०॥**

**અર્થ**:-દાનથી આ લોકમાં મોટી કીર્તિ મળે છે, પરલોકમાં સ્વર્ગનું સુખ મળે છે, તથા અનુક્રમે શ્રી શ્રેયાંસ કુમારની માફક મોક્ષ મળે છે.

( शार्दूलविक्रीडितवृत्तम् )

૮ ૯ ૧૦
**भूपाला अपि दुर्गपालसचिवश्रीसार्थवाहादयो,-**
૧૧ ૧૨ ૧૩ ૧૪
**व्याला व्याघ्रगजादयः स्थलचरा भारंडपक्ष्यादयः ।**
૧૫ ૧૮ ૧૭ ૧૬
**भूतप्रेतपिशाचयक्षनिवहा आयांति वश्ये निजे,**
૧ ૪ ૩ ૨ ૭ ૬ ૫
**येषां दानमनर्गलं करकजे तिष्ठेदवश्यं यदि ॥ १५१ ॥**

અર્થ:-જેઓના હસ્તકમળમાં અત્યંત દાન રહેલું છે, તેઓને રાજાઓ, કીલ્લાના રક્ષકો, પ્રધાનો, સાર્થવાહ આદિ લોકો, સર્પ, વાઘ તથા હસ્તિ વિગેરે થલચરો, ભારંડ આદિ પક્ષિઓ, ભૂત, પ્રેત, પિશાચ, તથા યક્ષોના સમૂહો પણ પોતાને વશ થાય છે.

શીલ દ્વાર-( अनुष्टुपवृत्तम् )

७ ८ ११ ६ ९ १०
**हस्तसिद्धिर्वचः सिद्धिः, संपत्तस्य पदे पदे ।**
२ १ ४ ५ ३
**श्रीसुदर्शनवद्यस्य, शीलमस्ति समुज्ज्वलम् ॥१५२॥**

અર્થ:-જેની પાસે શ્રી સુદર્શન શેઠની માફક ઉજ્જવલ શીળ રહેલું છે, તેને હસ્તસિદ્ધિ, વચનસિદ્ધિ તથા પગલે પગલે સંપદા મળે છે.

१ ५ ३
**कदाग्रहग्रहग्रस्ता-नारदाः क्लेशकारिणः ।**
६ ४ ५ २ ७ ८ ९
**लेभिरे तेऽपवर्गं च, तत्र शीलस्य कारणम् ॥१५३॥**

અર્થ:-કદાગ્રહરૂપી ગ્રહથી ગ્રસ્ત થએલા ક્લેશ કરાવનારા નારદો પણ જે મોક્ષ પામ્યા, તેમાં પણ શીળનુંજ કારણ છે.

१ २ ३ ४ ५ ६
**अग्निर्जलं द्विषन्मित्रं, तालपुटं सुधानिभम् ।**
७ ८ १० ११ १४ १३ १२ ९
**सिंधुः स्थलं गिरिर्भूमि,-र्हेतुः शीलस्य तत्र च ॥१५४**

અર્થઃ-અગ્નિ જે જળરૂપ થાય છે, શત્રુ મિત્રરૂપ થાય છે, ઝેર અમૃત તુલ્ય થાય છે, સમુદ્ર સ્થળરૂપ થાય છે, તથા પર્વત જે ભૂમિરૂપ થાય છે, તેમાં પણ શીળનોજ હેતુ છે.

१ २ ३ ४ ५ ७ ६
**यन्मंत्रः सिद्धतां याति, तंत्रं फलति निश्चितम् ।**
९ १० ११ ८ १२ १३
**यंत्रं कार्यकरं स्याच्च, तत्र शीलविजृंभितम् ॥१५५॥**

અર્થઃ-મંત્ર જે સિદ્ધ થાય છે, તંત્ર નિશ્ચયે કરીને ફળે છે, તથા યંત્ર જે કાર્ય કરનારો થાય છે, તેમાં પણ શીળનુંજ મહાત્મ્ય જાણવું.

( उपजातिवृत्तम )

१ २ ३
**प्रभावती चंदनबालिका च,**
४ ५
**राजीमती द्रूपदराजपुत्री ।**
६ ७
**इत्यादिकानामुपसर्गहन्तृ,**
१० ११ ८ ९
**शीलं समाख्यायि जिनैः सभासु ॥१५६॥**

અર્થઃ-પ્રભાવતી, ચંદનબાળા, રાજીમતી તથા દ્રૌપદી ઇત્યાદિકોના ઉપસર્ગોને હરનારૂં જિનેશ્વરોએ સભાઓમાં શીળજ કહ્યું છે.

तप द्वार-( अनुष्टुप्वृत्तम् )

૨ ૩ ૪ ૫ ૧
**स्वलालयैव कुष्ठोप,-शमनं दर्शितं यतः ।**
૯ ૫ ૮ ૬ ૭
**लब्धा सा तपसा लब्धिः, सनत्कुमारचक्रिणा ॥૧૫૭**

**અર્થઃ**-જે પોતાની લાળથીજ કોઢનો ઉપશમ દેખાડયો છે, તે લબ્ધિ સનત્કુમાર ચક્રિએ તપથી મેળવી છે.

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
**वस्त्रं जलेन पूतं स्या,-त्पुनस्तन्मलिनं भवेत् ।**
૧૦ ૯ ૧૨ ૧૧ ૧૩ ૧૫ ૧૬ ૧૪
**तपसा च कृतः शुद्धो, देहो न स्यान्मलीमसः ॥ ૧૫૮**

**અર્થઃ**-વસ્ત્ર જળથી પવિત્ર થાય છે, પણ તે પાછું મલીન થાય છે; પણ તપથી શુદ્ધ કરેલું શરીર મલીન થતું નથી.

૪ ૫ ૧ ૨ ૩ ૭ ૮ ૬
**दानेन न च या सिद्धि,-र्मंत्रतंत्रादिभिर्न च ।**
૧૩ ૧૨ ૯ ૧૦ ૧૧
**सिद्धयति तपसा सिद्धिः, श्रीबाहुबलिवत्किल ॥૧૫૯**

**અર્થઃ**-જે સિદ્ધિ દાનથી કે મંત્રતંત્રાદિકોથી પણ નથી થતી, તે સિદ્ધિ શ્રી બાહુબળિની માફક ખરેખર તપસ્યાથી સિદ્ધ થાય છે.

૧ ૩ ૨ ૬ ૪ ૫
**तपसा क्षीयते कर्म, केवली कर्मणः क्षयात् ।**
૧૦ ૮ ૭ ૯ ૧૧ ૧૩ ૧૨
**वृणुयात्तं च मुक्तिस्त्री, तत्र सौख्यं निरंतरम् ॥૧૬૦॥**

**અર્થ**:-તપથી કર્મ ક્ષય થાય છે, કર્મના ક્ષયથી પ્રાણી કેવળજ્ઞાની થાય છે, તથા તેને મોક્ષરૂપી સ્ત્રી વરે છે, અને ત્યાં તેને નિરંતર સુખ મળે છે.

( उपजातिवृत्तम् )

५ २ १ ४ ३ १० ८ ९ ७ ११
**तंलप्यते यश्च तपोऽभिराम,-मटाट्यते नैव भवार्णवं च**
१४ १३ ६ १२ १६ १७ १९ १५ १८
**तंलभ्यते मुक्तिकरं स सद्यो, दृढप्रहारीव सुखी च लोके ॥**

**અર્થ**:-જે માણસ મનોહર તપ તપે છે, તેને આ ભવરૂપી સમુદ્રમાં ભમવું પડતું નથી, અને તે તુર્ત મોક્ષ નગરને મેળવે છે, તેમજ દૃઢપ્રહારીની માફક જગત્‌માં તે સુખી થાય છે.

भावद्वार-( अनुष्टुपवृत्तम् )

२ १ ४ ५ ३ ६
**भव्यैश्च भावना भाव्या, भरतेश्वरवद्यथा ।**
८ ७ ९ १२ १० ११
**फलंति दानशीलाद्या, वृष्टया यथेह पादपाः ॥१६२॥**

**અર્થ**:-ભવ્યાત્માઓએ ભરત રાજાની માફક ભાવના ભાવવી, કેમકે, વૃષ્ટિથી અહીંયા જેમ વૃક્ષો તેમ દાન શીળ આદિ ફળવાળાં થાય છે.

१ २ ४ ८ ५ ३
**पंचभिः पंचभिर्याश्च, भावना पंचविंशतिः ।**
६ ७ १२ ११ ९ १०
**ताभिर्महाव्रतान्येव, साधयंत्यमृतं पदम् ॥ १६३ ॥**

અર્થ:-પાંચને પાંચે ગુણવાથી ભાવનાઓ પચીસ પ્રકારની છે, અને તે ભાવનાઓથી મુનિઓ મહાવ્રતોને અને મોક્ષસ્થાનને સાધે છે.

૧ ૨ ૩ ૮ ૫ ૬ ૪
**दाने शीले तपस्येव, भावना मिलिता यदि ।**
૭ ૧૧ ૧૨ ૯ ૧૦
**तदा मोक्षसुखाकांक्षा, चिंतनीया जनैरिह ॥१६४॥**

અર્થ:-દાન, શીળ અને તપમાં જો ભાવના મળેલી હોય, તોજ અત્રે લોકોએ મોક્ષસુખની ઇચ્છા ચિંતવવી.

૩ ૫ ૪ ૮ ૬ ૧૦ ૭
**सर्वतो देशतश्चैव, विरतिः सफला तदा ।**
૧ ૨ ૪ ૧૧
**यदा भावयुता लोके, स्वर्गमोक्षसुखप्रदा ॥१६५॥**

અર્થ:-જો ભાવે કરીને યુક્ત હોય તોજ સર્વથી અને દેશથી વિરતિ આ લોકમાં સફળ થાય છે, તથા સ્વર્ગ અને મોક્ષના સુખને દેનારી થાય છે.

( इन्द्रवज्रावृत्तम् )

૧ ૭ ૨ ૩ ૫ ૪
**षट्खंडराज्ये भरतो निमग्न,-स्तांबूलवक्त्रः सविभूषणश्च**
૧૦ ૯ ૮ ૧૨ ૬ ૧૪ ૧૩ ૧૧
**आदर्शहर्म्ये जटिते सुरत्नै,-र्ज्ञानं स लेभे वरभावतोऽत्र ॥**

અર્થ:-છ ખંડના રાજ્યમાં આસક્ત થએલા, મુખમાં તાંબૂલવાળા, તથા આભૂષણવાળા, એવા ભરત મહારાજે ઉત્તમ

રત્નોથી જડેલા એવા આરિસા ભુવનમાં પણ અત્રે ઉત્તમ ભાવથી કેવળ જ્ઞાન મેળવ્યું છે

पूजाद्वार-( अनुष्टुब्वृत्तम् )

१ २ ३ ४ ५
**धनाढ्यत्वं च सौभाग्यं, विद्वत्त्वं सुपरिच्छदः ।**
७ ६ ८ ९
**एकछत्रनृपत्वं च, देवपूजाफलं मतम् ॥ १६७ ॥**

અર્થ:-ધનાઢ્યપણું, સૌભાગ્ય, વિદ્વત્તા, ઉત્તમ પરિવાર, તથા એકછત્રીરાજ્યપણું તે સમગ્ર દેવપૂજાનું ફળ માનેલું છે.

१ २ ३ ४ ५
**दारिद्र्यमथ दौर्भाग्यं, मूर्खत्वं दुःपरिच्छदः ।**
६ ७ ८ ११ ९ १२ १०
**दुर्मित्रं दुर्नृपो दुर्धी,-र्नैते स्युर्देवपूजनात् ॥ १६८ ॥**

અર્થ:-દરિદ્રતા, દુર્ભાગ્યપણું, દુષ્ટ પરિવાર, દુષ્ટ મિત્ર, દુષ્ટ રાજા, તથા દુષ્ટ બુદ્ધિ એટલાં વાનાં દેવપૂજાથી થતાં નથી.

१ २ ३ ४ ५ ६ ७ ८
**यो हि देवार्चनं कुर्यात्, सैव हस्तः प्रशंसकः ।**
१० ११ ९ १२ १३ १४ १५ १६
**तद्विना च सर्वस्याऽपि, करो नीरर्थको मतः ॥१६९॥**

અર્થ:-જે હાથ દેવપૂજા કરે, તેજ હાથ પ્રશંસનીય છે, અને તે દેવપૂજા વિના સર્વેનો હસ્ત નિરર્થક માનેલો છે.

१ २ ४ ५ ३ ६
**ये देवा ये पुमाँसश्च, शुद्धसम्यक्त्वधारिणः ।**
९ ८ ७ १० १२ १३ ११
**आप्नुयुर्देवपूजां ते, तिर्यंचो नारका न च ॥ १७० ॥**

અર્થઃ-જે દેવો તથા પુરૂષો શુદ્ધ સમકીતને ધરનારા છે, તેઓજ દેવપૂજાને મેળવી શકે છે, પણ તિર્યંચ કે નારકીઓ મેળવી શકતા નથી.

( उपजातिवृत्तम् )

देवार्चनं भव्यजनैर्विधेयं, निरंतरं निर्मलभावयुक्तैः ।
सौभाग्यमत्र त्रिदिवं परत्र, सुर्याभवन्मुक्तिकरं क्रमेण ॥

અર્થઃ-નિર્મળ ભાવવાળા એવા ભવ્ય લોકોએ નિરંતર દેવપૂજન કરવું; કેમકે, જેથી અહીંયા સૌભાગ્ય તથા પરલોકમાં દેવગતિ પ્રાપ્ત થાય છે, તેમજ અનુક્રમે સૂર્યાભદેવની માફક મોક્ષ આપનારૂં થાય છે.

गुरुद्वार-( अनुष्टुपवृत्तम् )

अयोमयोऽपि यो मर्त्यः, सुवर्णमुकुटोपमः ।
कृतो यद्गुरुणा नालं, तस्योपकारपूर्त्तये ॥ १७२ ॥

અર્થઃ-લોખંડ સમાન માણસને પણ જેમણે સુવર્ણના મુકુટ સમાન બનાવ્યો છે, એવા ગુરૂના ઉપકારનો બદલો વાળી શકાતો નથી.

गुरुः प्रवहणं सम्यक्, संसारार्णवतारणे ।
यथा केशीकुमारोऽभूत्, प्रदेशीनृपतारकः ॥१७३॥

અર્થ:-સંસારરૂપી સમુદ્રને તારવામાં ગુરૂ ઉત્તમ વાહાણુ સમાન છે, જેમ કેશીકુમાર મુનિ પ્રદેશી રાજાને તારનારા થયા.

**हर्म्यज्योतिर्निशाज्योति,-रहर्ज्योतिस्ततोऽधिकम् ।**
**गुरुज्योतिश्च येनाहं, तेजःपुंजमयः कृतः ॥ १७४ ॥**

અર્થ:-દીપક, ચન્દ્ર, તથા સૂર્યથી પણ ગુરૂરૂપી દીવો અધિક છે, કેમકે, જેમણે મને તેજના સમૂહમય બનાવ્યો છે.

**हर्म्यावलंबनं स्तंभो, दंडो वृद्धावलंबनम् ।**
**देहावलंबनं भोज्यं, भव्यावलंबनं गुरुः ॥ १७५ ॥**

અર્થ:-જેમ ઘરનું અવલંબન સ્તંભ છે, વૃદ્ધનું અવલંબન લાકડી છે, તથા શરીરનું અવલંબન જેમ ભોજન છે, તેમ ભવ્યોના અવલંબનભૂત ગુરૂ છે.

( भुजंगच्छन्दः )

**गुरुर्यैश्च लब्धा वरो वीरनाथः,**
**सदानंदमुख्यैर्दशश्रावकैश्च ।**
**प्रसादात्ततः स्वर्गसौख्यं भजंति,**
**भवं मानवं प्राप्य मुक्तीश्वरास्ते ॥१७६॥**

અર્થ:-આનંદ આદિક જે દશ શ્રાવકોએ શ્રીવીર ભગવાન

રૂપી ઉત્તમ ગુરૂને મેળવ્યા હતા, તે ગુરૂની કૃપાથી તેઓ સ્વર્ગના સુખને ભજે છે, તથા છેવટે મનુષ્યભવ પામીને તેઓ મુક્તિના સ્વામી થાશે.

उद्यम द्वार–( अनुष्टुप्वृत्तम् )

२ ३ १ ५ ६ ४
**उद्यमेन विना विद्वन्?, न सिद्ध्यन्ति मनोरथा ।**
९ १० ७ ८
**तीर्थंकरपदं लेभे, रेवत्युद्यमहेतुतः ॥ १७७ ॥**

અર્થ:–હે વિદ્વાન્? ઉદ્યમ વિના મનોરથો સિદ્ધ થતા નથી; કેમકે, ઉદ્યમના હેતુથી રેવતીએ તીર્થંકરપદ મેળવ્યું છે.

३ ४ १ २ ६ ५
**भविष्यतीति यद्वाक्यं, वदंत्यालस्य देहिनः ।**
८ १२ १३ ११ ९ १०
**ज्ञानिनश्चेति जल्पंति, लभेरन् धर्मतो जयम् ॥१७८॥**

અર્થ:–જે થવાનું હશે તે થાશે, એમ આળસુ માણસો બોલે છે, અને જ્ઞાનીઓ તો એમ કહે છે કે ધર્મથી જય મળે.

२ ३ ६ १ ५ ४
**तन्द्रां विहाय कर्तव्यः, प्राणिभिः सर्वथोद्यमः ।**
८ ९ १० ७
**दानशीलतपोभावाः, सार्थाः स्युर्जिनशासने ॥१७९॥**

અર્થ:–આળસને ત્યજીને પ્રાણીઓએ સર્વથા પ્રકારે ઉદ્યમજ કરવો; કેમકે, જેથી જિનશાસનમાં દાન, શીળ, તપ અને ભાવ સાર્થક થાય.

( इन्द्रवज्रावृत्तम् )

३ ४ २ ५ १
मौनं कृतं मल्लीजिनेन चात्र,
९ ८ १० ६ ७
तप्तं तपश्चादिजिनेन तीव्रम् ।
१३ १४ १२ ११
नानोपसर्गाः सहितास्तु वीरैः,
१५ १६ १७ १८ १९
कोऽप्युद्यमं वारयितुं समर्थः ॥ १८० ॥

અર્થઃ—અહીયાં મલ્લીનાથ પ્રભુએ મૌન ધારણ કર્યું હતું, આદિનાથ પ્રભુએ આકરો તપ કર્યો હતો, તથા વીર પ્રભુએ નાના પ્રકારના ઉપસર્ગો સહન કર્યા હતા; માટે ઉદ્યમને નિવારવાને કોણ સમર્થ છે.

॥ इति श्रीहिंगुलप्रकरग्रंथ मूलान्वयभाषांतरसहित समाप्त ॥





सच्चारित्रचूडामणिशुद्धक्रियायोगिगच्छाऽधिपति
श्रीमत्सुखसागरगुरुचरणकमलेभ्योनमः ॥

श्रीजयशेखरसूरिणोद्धृतः

# ॥ धर्मसर्वस्वाधिकारः ॥

( મૂળાન્વય તથા ભાષાન્તર યુક્ત. )

( अनुष्टुप्वृत्तम् )

२ १ ४ ३ ६ ५
श्रूयतां धर्मसर्वस्वं, श्रुत्वा चैवावधार्यताम् ।
७ ८ ९ १० ११
आत्मनः प्रतिकूलानि, परेषां न समाचरेत् ॥ १ ॥

અર્થ:-ધર્મનું રહસ્ય સાંભળો, તથા તે સાંભળીને ધારણ કરો, પોતાને ( ખુદ આપણને ) જે બાબતો પ્રતિકૂળ હોય, તે અન્ય પ્રત્યે ( બીજાઓ પ્રત્યે ) આચરવી નહી.

( वंशस्थवृत्तम् )

१ ३ २ ५ ४
यथा चतुर्भिः कनकं परीक्ष्यते, निघर्षणच्छेदनतापताडनैः
६ ७ १२ ८ १३ ९ १० ११
तथैव धर्मो विदुषा परीक्ष्यते, श्रुतेन शीलेनतपोदयागुणैः ॥

અર્થઃ—જેમ, કષ, છેદ, તાપ અને તાડન, એ ચાર પ્રકારથી સોનાની પરીક્ષા કરાય છે, તેમજ પંડિત માણસ જ્ઞાન, શીળ, તપ અને દયારૂપ ગુણોએ કરીને ધર્મની પરીક્ષા કરે છે.

( अनुष्टुप्वृत्तम् )

२ ३ १ ५ ४ ६
कथमुत्पद्यते धर्मः, कथं धर्मो विवर्धते ।
९ ७ १० ८ १२ ११ १३
कथं च स्थाप्यते धर्मः, कथं धर्मो विनश्यति ॥३॥

અર્થઃ—ધર્મ કયે પ્રકારે ઉત્પન્ન થાય છે ? તથા તે કેવી રીતે વૃદ્ધિ પામે છે ? અને તે શી રીતે સ્થિર કરી શકાય છે ? તેમજ શી રીતે તે ( ધર્મનો ) નાશ થાય છે ? ( તેનો વિચાર કરવો. )

२ ३ १ ४ ५
सत्येनोत्पद्यते धर्मो, दया-दानेन वर्धते ।
७ ८ ६ ९ १०
क्षमया स्थाप्यते धर्मः, क्रोधलोभाद्विनश्यति ॥४॥

અર્થઃ—સત્યથી ધર્મની ઉત્પત્તિ થાય છે; દયા અને દાનથી તેની વૃદ્ધિ થાય છે; ક્ષમાથી તે ( ધર્મ ) સ્થિર થાય છે, તથા ક્રોધ અને લોભથી તેનો ( ધર્મનો ) નાશ થાય છે.

અહિંસા પ્રકરણ.

७ ८ १५ ६ १६ १० ११ ९ १
सर्वे वेदा न तत्कुर्युः, सर्वे यज्ञाश्च भारत ? ।
१३ १४ १२ ४ ५ २ ३
सर्वे तीर्थाभिषेकाश्च, यत्कुर्यात्प्राणिनां दया ॥५॥

અર્થ:-હે ભારત ! પ્રાણીઓપરની દયા જે કંઇ ( અમૂલ્ય લાભ ) કરે છે, તે ( લાભ ) સઘળા વેદો, સર્વે યજ્ઞો, તથા સર્વે તીર્થોમાં કરેલાં સ્નાનો પણ કરી શકતાં નથી.

१ २ ३ ४ ५
अहिंसा सत्यमस्तेयं, त्यागो मैथुनवर्जनम् ।
६ ७ ८ ९ १०
एतेषु पंचसूक्तेषु, सर्वे धर्माः प्रतिष्ठिताः ॥ ६ ॥

અર્થ:-અહિંસા, સત્ય, અસ્તેય ( ચોરી નહી કરવી ), ત્યાગ ( દાન ), અને મૈથુનનું વર્જન; એ કહેલી પાંચ બાબતોમાં સર્વે ધર્મોનું પ્રતિપાદન થાય છે.

१ २ ५ ३ ४
अहिंसालक्षणो धर्मो, अधर्मः प्राणिनां वधः ।
७ ८ ६ ११ ९ १०
तस्माद्धर्मार्थिना वत्स ?, कर्तव्या प्राणिनां दया ॥७॥

અર્થ:-દયા છે લક્ષણ જેનું એવો ધર્મ છે; તથા પ્રાણીઓની જે હિંસા તે અધર્મ છે; માટે હે વત્સ ? ધર્માર્થિ માણસે પ્રાણીઓની દયા કરવી.

३ २ १ ७ ८ ६ ४ ५
ध्रुवं प्राणिवधो यज्ञे, नास्ति यज्ञस्त्वहिंसकः ।
१२ १३ १४ १० ११ ९
सर्वसत्त्वेषु हिंसैव, यदा यज्ञो युधिष्ठिर ? ॥८॥

અર્થ:-યજ્ઞમાં ખરેખર પ્રાણીનો વધ છે, યજ્ઞ હિંસા વિનાનો નથી, માટે હે યુધિષ્ઠિર ? જ્યારે યજ્ઞ કરીએ ત્યારે સર્વ પ્રાણીઓની હિંસાજ થાય છે.

**इंद्रियाणि पशून् कृत्वा, वेदीं कृत्वा तपोमयीम् ।**
**अहिंसामाहुतिं कृत्वा, आत्मयज्ञं यजाम्यहम् ॥९॥**

**અર્થ**:-વિષ્ણુદેવ કહે છે કે, હે યુધિષ્ઠિર ? ઇંદ્રિયોરૂપી પશુ કરીને, તથા તપરૂપ વેદી બનાવીને, અને દયારૂપી આહુતિ કરીને હું આત્મરૂપી યજ્ઞ કરૂં છું.

**यूपं छित्वा पशून् हत्वा, कृत्वा रुधिरकर्दमम् ।**
**यद्येवं गम्यते स्वर्गे, नरके केन गम्यते ॥ १० ॥**

**અર્થ**:-પશુને બાંધવાનો યજ્ઞસ્તંભ છેદીને, તથા પશુને હણીને, અને લોહીનો કર્દમ બનાવીને આ પ્રમાણે જ્યારે સ્વર્ગે જવાતું હોય, તો હે યુધિષ્ઠિર ? પછી નરકે કોણ જશે ?

મહાભારતમાં શાંતિપર્વના પ્રથમ અધ્યાયમાં કહ્યું છે કે,

**मातृवत्परदारेषु, परद्रव्याणि लोष्ठवत् ।**
**आत्मवत्सर्वभूतेषु, यः पश्यति स पश्यति ॥११॥**

**અર્થ**:-જે માણસ પારકી સ્ત્રીઓને વિષે માતાની પેઠે જુએ છે, તથા પારકા દ્રવ્યને ઢેફાંની માફક જુએ છે, તેમજ સર્વે પ્રાણીઓને વિષે જે પોતાના આત્મા સમાન જુએ છે, તે જ તત્વથી જોનારો છે.

૩ ૨ ૧ ૪
अहिंसा सर्वजीवानां, सर्वज्ञैः परिभाषिता ।
૫ ૬ ૮ ૭ ૯ ૧૦ ૧૨ ૧૧
इदं हि मूलं धर्मस्य, शेषस्तस्याति विस्तरः ॥१२॥

અર્થ-સર્વ જીવો પ્રત્યે દયા રાખવી એમ સર્વજ્ઞોએ કહેલું છે, કેમકે, તે અહિંસાજ ધર્મનું મૂળ છે, અને બાકીનો સત્યાદિક તો તેનો વિસ્તાર છે.

૧ ૨ ૩ ૪ ૫
अहिंसा प्रथमं प्रोक्ता, यस्मात्सर्वजगत्प्रिया ।
૬ ૯ ૧૦ ૮ ૭
तस्मात्सर्वप्रयत्नेन, कर्तव्या सा विचक्षणैः ॥१३॥

અર્થઃ-અહિંસા સર્વથી પહેલી કહેલી છે, કેમકે, તે સમસ્ત જગતને પ્રિય છે, માટે વિચક્ષણ પુરૂષોએ સર્વ પ્રયત્ને કરીને તે ( દયાજ ) કરવી.

૧ ૨ ૪ ૩ ૫ ૬ ૭ ૮
यथा मम प्रिया प्राणा,-स्तथा तस्यापि देहिनः ।
૯ ૧૦ ૧૨ ૧૪ ૧૩ ૧૧
इति मत्वा प्रयत्नेन, त्याज्यः प्राणिवधो बुधैः ॥१४॥

અર્થઃ-જેમ મ્હારા પ્રાણ મ્હને વ્હાલા છે, તેમ તે પ્રાણીને પણ ત્હેના પ્રાણ વ્હાલા છે; એમ માનીને પ્રયત્ન પૂર્વક પંડીતોએ જીવહિંસાનો ત્યાગ કરવો.

૧ ૨ ૫ ૬ ૪ ૩ ૭
मरिष्यामीति यद्दुःखं, पुरुषस्येह जायते ।
૧૩ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨
शक्यस्तेनानुमानेन, परोऽपि परिरक्षितुम् ॥१५॥

અર્થ:-આ દુનીઆમાં "હું મરી જઇશ" એવા વિચારથી માણસને જે દુઃખ થાય છે, તે (દુઃખના) અનુમાન ઉપરથી પરજીવનું પણ રક્ષણ કરવું યોગ્ય છે.

१ २ ३ ४
**उद्यतं शस्त्रमालोक्य, विषादभयविह्वलाः ।**
५ ७ ६ १० ११ ८ ९
**जीवाः कंपंति संत्रस्ता, नास्ति मृत्युसमं भयम् ॥१६॥**

અર્થ:-ઉગામેલા શસ્ત્રને જોઇને, ખેદ અને ભયથી વિહ્વલ થએલા જીવો ત્રાસ પામતા છતા કંપે છે, કેમકે, મૃત્યુ સમાન બીજો કોઇ ભય નથી.

१ २ ३ ४ ५ ६
**कंटकेनापि विद्धस्य, महती वेदना भवेत् ।**
८ ९ १० ७
**चक्रकुंतासिशक्त्याद्यै-श्छिद्यमानस्य किं पुनः ॥१७॥**

અર્થ:-કાંટાથી વિંધાએલા પ્રાણીને પણ જ્યારે મ્હોટી વેદના થાય છે, ત્યારે ચક્ર, ભાલો, તલવાર, તથા બરછી વિગેરે શસ્ત્રોથી છેદાતા પ્રાણીની વેદનાની તો વાતજ શી કરવી ?

६ १ २ ४ ५ ३
**दीयते मार्यमाणस्य, कोटिर्जीवितमेव वा ।**
७ ८ ९ १० ११ १२
**धनकोटिं न ग्रह्णीया,त्सर्वो जीवितमिच्छति ॥१८॥**

અર્થ:-મરતા એવા પ્રાણીને ક્રોડ ધન અથવા જો જીવિત આપીએ, તો તે ક્રોડ ધનને ગ્રહણ નહિ કરે, પણ જીવિતને ગ્રહણ કરશે, કેમકે સર્વ પ્રાણી જીવિતને ઇચ્છે છે.

૧ ૧૧ ૨ ૩ ૫ ૪ ૬ ૭
**यद्दद्यात्कांचनं मेरुं, कृत्स्नां चापि वसुंधराम् ।**
૧૦ ૯ ૮ ૧૪ ૧૫ ૧૩ ૧૨
**सागरं रत्नपूर्णं वा, नैव तुल्यमहिंसया ॥ १९ ॥**

અર્થ:-સોનાનો મેરૂ પર્વત આપે, અને સમસ્ત પૃથ્વીને આપે અથવા રત્નથી ભરેલો સમુદ્ર આપે, પણ તે અહિંસાની ( અભયદાનની ) તુલ્ય આવતું નથીજ.

૧ ૩ ૪ ૨ ૫ ૬ ૮ ૭
**यो यत्र जायते जंतुः, स तत्र रमते चिरम् ।**
૯ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૦
**ततः सर्वेषु भूतेषु, दयां कुर्वंति साधवः ॥ २० ॥**

અર્થ:-જે પ્રાણી જ્યાં ઉત્પન્ન થાય છે, તે ત્યાં લાંબા કાળ સુધી આનંદ મેળવે છે, તેથી ઉત્તમ માણસો સર્વ પ્રાણીઓ ઉપર દયા કરે છે.

૧ ૨ ૪ ૩
**अमेध्यमध्ये कीटस्य, सुरेंद्रस्य सुरालये ।**
૬ ૫ ૯ ૮ ૭
**समाना जीविताकांक्षा, तुल्यं मृत्युभयं द्वयोः ॥२१॥**

અર્થ:-વિષ્ઠામાં રહેલા કીડાને, તથા દેવલોકમાં રહેલા ઈંદ્રને જીવિતની ઈચ્છા સરખીજ છે, અને વળી તેઓ બન્નેને મૃત્યુનો ભય પણ તુલ્યજ છે.

૨ ૧ ૩ ૪ ૬ ૫
**अहिंसा सर्वजीवाना,-माजन्मापि हि रोचते ।**
૮ ૯ ૧૦ ૭ ૧૩ ૧૧ ૧૨
**नित्यमात्मनो विषये, तस्माद्ध्येया परेष्वपि ॥२२॥**

અર્થઃ—સર્વ જીવોને અહિંસા (જીવિત) જન્મથી માંડીનેજ રૂચે છે, માટે હમેશાં પોતાને વિષે જેમ, તેમ પરને વિષે પણ પ્રાણીએ દયા રાખવી.

१ २ ३ ४ ५
**जीवानां रक्षणं श्रेष्ठं, जीवा जीवितकांक्षिणः ।**
६ ७ ८ ९
**तस्मात्समस्तदानेष्व,-भयदानं प्रशस्यते ॥ २३ ॥**

અર્થઃ—જીવોનું રક્ષણ કરવું તે ઉત્તમ કાર્ય છે, કેમકે, જીવો જીવિતની ઇચ્છા રાખે છે, માટે સઘળાં દાનોમાં અભયદાન પ્રશંસા કરવા લાયક છે.

१ २ ३ ५ ४
**अहिंसा प्रथमं पुष्पं, पुष्पमिंद्रियनिग्रहः ।**
६ ७ ९ १० ८
**सर्वभूतदयापुष्पं, क्षमापुष्पं विशेषतः ॥ २४ ॥**
११ १२ १३ १६ १४ १५
**ध्यानपुष्पं तपःपुष्पं, ज्ञानपुष्पं च सप्तमम् ।**
१९ १७ २० १८ २१ २२ २४ २३
**सत्यं चैवाष्टमं पुष्पं, तेन तुष्यंति देवताः ॥ २५ ॥**

અર્થઃ—પહેલું પુષ્પ અહિંસા, બીજું પુષ્પ ઇંદ્રિયોનો નિગ્રહ, ત્રીજું પુષ્પ સર્વ પ્રાણીઓમાં દયા, ચોથું પુષ્પ વિશેષે કરીને ક્ષમા, પાંચમું પુષ્પ ધ્યાન, છઠ્ઠું પુષ્પ તપ, સાતમું પુષ્પ જ્ઞાન, અને આઠમું પુષ્પ સત્ય છે, એવી રીતનાં પુષ્પોથી ( પૂજન કરવાથી ) દેવતાઓ પ્રસન્ન થાય છે.

२ ३ ४ १ ५ ६ ७ ८ ९
**पृथिव्यामप्यहं पार्थ !, वायावग्नौ जलेऽप्यहम् ।**
११ १० १२ १३ १५ १४
**वनस्पतिगतश्चाहं, सर्वभूतगतोऽस्म्यहम् ॥ २६ ॥**

**અર્થ**:-વળી હે યુધિષ્ઠિર ! ! પૃથ્વીમાં, વાયુમાં, અગ્નિમાં, જળમાં અને વનસ્પતિમાં પણ હું પ્રાપ્ત થએલો છું, એવી રીતે પાંચે ભૂતોમાં હું પ્રાપ્ત થએલો છું.

२ ४ ३ ५ ७ १ ८ ६
**यो मां सर्वगतं ज्ञात्वा, न च हिंसेत्कदाचन ।**
९ १० ११ १२ १४ १३ १५ १६ १७
**तस्याहं न प्रणश्यामि, स च मे न प्रणश्यति ॥२७॥**

**અર્થ**:-અને વળી જે માણસ મ્હને સર્વ વ્યાપક જાણીને કોઇ વખતે હિંસા કરતો નથી, તે માણસની હું હિંસા કરતો નથી તથા તે મ્હારી હિંસા કરતો નથી.

१ ६ ३ २ ५ ४
**यो ददाति सहस्राणि, गवामश्वशतानि वा ।**
८ ७ ९ १० ११
**अभयं सर्वसत्त्वेभ्य,-स्तद्दानमतिरिच्यते ॥ २८ ॥**

**અર્થ**:-જે માણસ હજારો ગાયો અથવા સેંકડો ઘોડાઓ આપે છે, ( દાન કરે છે, તે કંઇ હિસાબમાં નથી ) પણ જે માણસ સર્વ પ્રાણીઓ પ્રત્યે અભયદાન આપે છે, તે દાન સર્વથી શ્રેષ્ઠ ગણાય છે.

२ १ ३ ४ ७ ८ ५ ६
**यस्त्विग्रमानां सहस्रं तु, यो द्विजेभ्यः प्रयच्छति ।**

૯ ૧૦ ૧૧ ૧૩ ૧૪ ૧૫ ૧૨
एकस्य जीवितं दद्यात्, कलां नाप्नोति षोडशीम्॥

અર્થઃ-જે માણુસ બ્રાહ્મણો પ્રત્યે હજારો હાથીઓનું દાન આપે છે, તે પણ શું હિસાબમાં છે? કેમકે, જે માણુસ એકજ પ્રાણી પ્રત્યે જીવિતદાન આપે છે તેની સાથે સોળમે હિસ્સે પણ નથી.

૬ ૭ ૮ ૫ ૧૦ ૧૨ ૧૧
ततो भूयस्तरो धर्मः, कश्चिदन्यो न भूतले।
૨ ૧ ૪ ૩ ૫
प्राणिनां भयभीताना,-मभयं यत्प्रदीयते ॥३०॥

અર્થઃ-માટે હે યુધિષ્ઠિર ? ? ભયભીત થએલા પ્રાણીઓને જે અભયદાન આપવું, તેથી વધારે બીજો કોઇ પણ ધર્મ આ પૃથ્વીપર નથી.

૫ ૧ ૨ ૪ ૩
वरमेकस्य सत्त्वस्य, दद्यादभयदक्षिणाम्।
૧૦ ૬ ૭ ૯ ૮
न तु विप्रसहस्रेभ्यो, गोसहस्रमलंकृतम् ॥ ३१ ॥

અર્થઃ-વળી હે યુધિષ્ઠિર ? ? એક પ્રાણી પ્રત્યે અભયદાનની દક્ષિણા દેવી તે શ્રેષ્ઠ છે, પણ હજારો બ્રાહ્મણો પ્રત્યે આભૂષણયુક્ત હજારો ગાયો દેવી તે શ્રેષ્ઠ નથી.

૪ ૩ ૨ ૫ ૧
अभयं सर्वसत्त्वेभ्यो, यो ददाति दयापरः।
૭ ૬ ૯ ૧૦ ૧૧ ૮
तस्य देहवियुक्तस्य, भयं नास्ति कुतस्तनम् ॥३२॥

**અર્થ**:-જે માણસ સર્વ પ્રાણીઓને દયામાં તત્પર થયો થકો અભયદાન આપે છે, તે માણસને મૃત્યુ બાદ પણ કોઇ જગ્યાએ ભય પ્રાપ્ત થતો નથી.

१ २ ४ ३
**हेमधेनुवरादीनां, दातारः सुलभा भुवि ।**
१० ८ ९ ५ ६ ७
**दुर्लभः पुरुषो लोके, यः प्राणिष्वभयप्रदः ॥ ३३ ॥**

**અર્થ**:-સુવર્ણ, ગાય અને વરદાનના દેનારાઓ તો આ પૃથ્વીમાં સુલભ હોય છે, પણ જે માણસ પ્રાણીઓ પ્રત્યે અભયદાન આપે છે તેવો માણસ આ દુનીઆમાં દુર્લભ છે.

१ २ ३ ५ ६ ४
**महतामपि दानानां, कालेन क्षीयते फलम् ।**
७ ८ ९ १० ११
**भीताभयप्रदानस्य, क्षय एव न विद्यते ॥ ३४ ॥**

**અર્થ**:-મ્હોટાં દાનોનું પણ ફળ કાળે કરીને ક્ષય પામેછે, પણ ભય પામેલા પ્રાણીને અભયદાન દેવાનું જે ફળ, તેનો ક્ષયજ થતો નથી.

१ २ ४ ३ ६ ७ ५
**यथा ममाऽप्रियो मृत्युः, सर्वेषां प्राणिनां तथा ।**
८ १० १२ ११ ९
**तस्मान्मृत्युभयत्रस्ता,-स्त्रातव्याः प्राणिनो बुधैः ॥३५**

**અર્થ**:-વળી હે યુધિષ્ઠિર ! એમ વિચારવું કે જેમ મ્હને મૃત્યુ અપ્રિય લાગે છે, તેમ સર્વ પ્રાણીઓને પણ તે અપ્રિય

લાગે છે, માટે ડાહ્યા માણુસોએ મૃત્યુના ભયથી ભયભીત થએલા પ્રાણીઓનું રક્ષણુ કરવું.

१ ४ ३ २
**एकतः क्रतवः सर्वे, समग्रवरदक्षिणाः ।**
५ ६ ७ ८
**एकतो भयभीतस्य, प्राणिनः प्राणरक्षणम् ॥३६॥**

**અર્થ**:–વળી હે યુધિષ્ઠિર ? એક બાજુએ સમગ્ર વરદાનની દક્ષિણાવાળા સર્વે યજ્ઞો અને બીજી તરફ ભયભીત થએલા પ્રાણીના પ્રાણુનું રક્ષણુ કરવું, ( તે અતિ શ્રેષ્ઠ છે. )

१ २ ३ ५ ४ ६ ७
**सर्वसत्त्वेषु यद्दान,-मेकसत्त्वे च या दया ।**
९ ८ ११ १२ १० १३
**सर्वदानप्रदानाद्धि, दयैवैका प्रशस्यते ॥ ३७ ॥**

**અર્થ**:–સર્વે પ્રાણીઓ પ્રત્યે જે સુવર્ણાદિકનું દાન આપવું, અને એક પ્રાણી પ્રત્યે દયા રાખવી. આ બેમાં સર્વે પ્રાણીઓ પ્રત્યે સુવર્ણાદિકના દાનથી પણ એક પ્રાણી પ્રત્યેની જે દયા તે વધારે પ્રશંસા કરવા લાયક છે.

२ ३ ४ ५ ६
**एकतः कांचनं मेरुं, बहुरत्नां वसुंधराम् ।**
८ ९ १० १२ ७ ११ १
**एकस्य जीवितं दद्या,-न्न च तुल्यं युधिष्ठिर ? ॥३८॥**

**અર્થ**:–વળી હે યુધિષ્ઠિર ? એક બાજુથી સોનાનો મેરૂ પર્વત તથા બહુ રત્નવાળી પૃથ્વી આપે, અને એક પ્રાણીને

જીવિતદાન આપે છતાં તે બન્ને સરખાં નથી. ( અર્થાત્ જીવિતદાન અધિક છે. )

४ १ ५ ३ २
**यूकामत्कुणदंशादीन्, ये जंतूँस्तुदतस्तनुम् ।**
६ ७ ८ ९ १०
**पुत्रवत्परिरक्षंति, ते नराः स्वर्गगामिनः ॥ ३९ ॥**

**અર્થ**:-વળી હે યુધિષ્ઠિર ? જે માણસો શરીરને પીડા કરતા એવા પણ જુ, માંકડ તથા ડાંસ આદિકનું (પોતાના) પુત્રની માફક રક્ષણ કરે છે, તે માણસો સ્વર્ગમાં જનારા છે.

( માંસભક્ષણના દૂષણોનું પ્રકરણ. )

६ ५ ९ ७ ८ ११ १० १३ १२
**न गंगा न च केदारं, न प्रयागं न पुष्करम् ।**
१५ १४ १८ १६ १७ १९ २१ २० २३ २२
**न ज्ञानं न च होमश्च, न तपो न जपक्रिया ॥४०॥**
२५ २४ २८ २९ २६ २७ ३१ ३० ३४ ३३ ३२
**न ध्यानं नैव च स्नानं, न दानं नापि सत्क्रिया ।**
३५ ३६ ३७ ३८ २ १ ३ ४
**सर्वं ते निष्फला यांति, यस्तुमांसं प्रयच्छति ॥४१॥**

**અર્થ**:-વળી હે યુધિષ્ઠિર ? જે માણસ માંસનું દાન આપે છે, તેની ગંગા, કેદારનાથ, પ્રયાગ, પુષ્કળ વિગેરે તીર્થોની યાત્રાઓ તથા તેનું જ્ઞાન, હોમ, તપ જપની ક્રિયા, ધ્યાન, સ્નાન, દાન વિગેરે સમગ્ર ક્રિયાઓ નિષ્ફળ જાયછે. ( અર્થાત્ માંસનું દાન કરનાર સર્વે ધર્મક્રિયાઓનો નાશ કરે છે. )

૨ ૩ ૪ ૫
**शुक्रशोणितसंभूत,-ममेध्यं मांसमुच्यते ।**
૧ ૭ ૬ ૮ ૯
**यस्मादमेध्यसंभूतं, तस्माच्छिष्टो विवर्जयेत् ॥४२॥**

**અર્થ**:-વળી હે યુધિષ્ઠિર ? વીર્ય તથા રૂધિરથી ઉત્પન્ન થએલું એવું માંસ વિષ્ટા સરખુ અપવિત્ર કહેવાય છે, માટે એવી રીતે અપવિત્રતાવાળુ માંસ ડાહ્યા પુરૂષે તજવું જોઇએ ?

૨ ૩ ૧ ૪ ૫ ૬
**अमेध्यं चाभक्ष्यत्वा,-न्मानुष्यैरपि वर्जितम् ।**
૭ ૮ ૧૦ ૯ ૧૧ ૧૨
**दिव्योपभोगान् भुंजंतो, मांसं देवा न भुंजते ॥४३॥**

**અર્થ**:-વળી હે યુધિષ્ઠિર ? અભક્ષ્ય હોવાથી અપવિત્ર એવી વિષ્ટા મનુષ્યોએ પણ ત્યજી છે, ત્યારે દિવ્યભોગોને ભોગવતા એવા દેવો વિષ્ટાતુલ્ય માંસનું ભક્ષણ કરતાજ નથી. ( માટે દેવનિમિત્તે હિંસા કરી પ્રાણીઓના પ્રાણનો નાશ કરવો નહિ. )

૩ ૪ ૭ ૫ ૬ ૨
**देवानामग्रतः कृत्वा, घोरं प्राणिवधं नराः ।**
૧ ૧૦ ૯ ૮ ૧૧ ૧૪ ૧૨ ૧૩
**ये भक्षयंति मांसं च, ते व्रजंत्यधमां गतिम् ॥४४॥**

**અર્થ**:-જે માણસો દેવોની આગળ ભયંકર એવો પ્રાણીઓનો વધ કરીને માંસ ભક્ષણ કરે છે, તે માણસો નરક આદિક અધમ ગતિમાં જાય છે.

૨ ૧ ૩ ૪ ૫
मांसं पुत्रोपमं मत्वा, सर्वमांसानि वर्जयेत् ।
૮ ૭ ૯ ૬
दयादानविशुद्धयर्थं, ऋषिभिर्वर्जितं पुरा ॥४५॥

અર્થ:-માંસને પુત્ર સમાન જાણીને સર્વે પ્રાણીઓના માંસનો ત્યાગ કરવો, કેમકે, ગયા કાળમાં પણ રૂષિઓએ દયા અને દાનની શુદ્ધિ માટે તે ( માંસ ) ત્યજેલું છે.

૧૩ ૧૪ ૧૬ ૧૭ ૧૧ ૧૨ ૧૫ ૧
न ग्राह्याणि न देयानि, षट् वस्तूनि च पंडितैः ।
૨ ૩ ૪ ૫ ૬ ૧૦ ૮ ૯ ૭
अग्निर्मधु विषं शस्त्रं, मद्यं मांसं तथैव च ॥ ४६ ॥

અર્થ:-અગ્નિ, મધ, શસ્ત્ર, મદિરા અને માંસ એ છ વસ્તુઓ પંડિતોએ ગ્રહણ કરવી નહિ, તેમજ અન્ય કોઈને આપવી પણ નહિ.

૩ ૪ ૨ ૧
यावंति कूपरोमाणि, पशुगात्रेषु भारत? ।
૫ ૬ ૮ ૭
तावद्वर्षसहस्राणि, पच्यंते पशुघातकाः ॥ ४७ ॥

અર્થ:-વળી હે ભારત? પશુના શરીર પર જેટલાં રૂવાં હોય છે, તેટલા હજાર વર્ષો સુધી પશુહિંસા કરનારાઓ ( નરકમાં પરમાધાર્મિકોના હાથે ) પચાવાય છે.

૧ ૨ ૪ ૩
आकाशगामिनो विप्राः, पतिता मांसभक्षणात् ।
૬ ૭ ૮ ૫ ૯ ૧૦ ૧૧
विप्राणां पतनं दृष्ट्वा, तस्मान्मांसं न भक्षयेत् ॥४८

**અર્થ**:-વળી હે યુધિષ્ઠિર ? આકાશમાં ગમન કરનારા એવા પણ બ્રાહ્મણો માંસભક્ષણ કરવાથી પતિત થએલા છે ( અર્થાત્ ભ્રષ્ટ થઇ નીચે પડ્યા છે ), તે કારણથી બ્રાહ્મણોનું પતન જોઈને માંસભક્ષણ કરવું નહિ.

૨ ૩ ૪ ૫ ૬ ૭

**घातकश्चानुमंता च, भक्षकः क्रयविक्रयी ।**

૧૨ ૧૧ ૯ ૧૦ ૮ ૧

**लिप्यंते प्राणिघातेन, पंचाप्येते युधिष्ठिर ? ॥४९॥**

**અર્થ**:-વળી હે યુધિષ્ઠિર ? પ્રાણીનો નાશ કરનાર, તથા પ્રાણીના નાશની આજ્ઞા આપનાર, માંસનું ભક્ષણ કરનાર, માંસ વેચાતું લેનાર તથા માંસ વેચાતું દેનાર; એ પાંચે ( માણસો ) જીવ હિંસાથી લિપ્ત થાય છે, અર્થાત એ પાંચેને જીવહિંસા લાગે છે.

૫ ૨ ૪ ૩ ૧

**किं जापहोमनियमै,-स्तीर्थस्नानैश्च भारत ? ।**

૬ ૮ ૭ ૯ ૧૧ ૧૦

**यदि खादंति मांसानि, सर्वमेव निरर्थकम् ॥५०॥**

**અર્થ**:-હે ભારત ? જો માંસનું ભક્ષણ કરવામાં આવે તો પછી જાપ, હોમ, નિયમ, તથા તીર્થ સ્નાનથી શું થવાનું છે ? કેમકે માંસ ભક્ષણથી તે સમગ્ર નિરર્થક છે.

૧ ૨ ૩ ૪ ૫

**प्रभासं पुष्करं गंगा, कुरुक्षेत्रं सरस्वती ।**

૬ ૮ ૭ ૧૦ ૯ ૧૨ ૧૩

**देविका चंद्रभागा च, सिंधुश्चैव महानदी ॥५१॥**

१४ १५ १६ १६ १८ १७
**एतैस्तीर्थैर्महापुण्यं, यः कुर्यादभिषेचनम् ।**
२३ २१ २२ २५ २६ २४ २७
**अभक्षणं च मांसस्य, नैव तुल्यं युधिष्ठिर ?॥८२॥**

**અર્થ**:-વળી હે યુધિષ્ઠિર ? પ્રભાસ, પુષ્કર, ગંગા, કુરૂક્ષેત્ર, સરસ્વતી, દેવિકા, ચંદ્રભાગા, સિંધુ તથા મહાનદી, ઈત્યાદિક તીર્થોની યાત્રાઓ કરીને પણ જે મહા પુણ્ય ઉપાર્જન કરે છે, તે અને માંસ ભક્ષણ નહિ કરવું તે બન્નેની બરોબરી થતી નથી, અર્થાત્ તે બધાં તીર્થોની યાત્રાઓ કરતાં પણ માંસભક્ષણનો ત્યાગ કરવો તે અતિ ઉત્તમ કાર્ય છે.

( બ્રાહ્મણોના લક્ષણોનું પ્રકરણ. )

३ ४ ६ २ ५ ६ ७ ८
**के के नु ब्राह्मणाः प्रोक्ताः, किं वा ब्राह्मणलक्षणम् ।**
१० १२ ११ १३ १४ १५ १
**एतदिच्छामि विज्ञातुं, तन्मे कथय सुव्रत ? ॥ ८३ ॥**

**અર્થ**:-( હવે અહીં યુધિષ્ઠિર, શ્રીવિષ્ણુદેવને પૂછે છે કે, હે ભગવાન ? ) બ્રહ્મણો કયા કયા કહેલા છે ? અને બ્રાહ્મણોનું લક્ષણ શું છે ? તે જાણવાની મ્હારી ઇચ્છા છે. માટે હે ઉત્તમ આચારવાળા ? તે તમે મ્હને કહો ?

હવે વિષ્ણુદેવ યુધિષ્ઠિરને તેનો પૂછેલો વિષય સમજાવે છે.

१ २ ३ ४ ५ ६ ७ ८
**क्षमाऽदंभो दया दानं, सत्यं शीलं धृतिर्घृणा ।**
९ १० ११ १२ १३
**विद्या विज्ञानमास्तिक्य,-मेतद् ब्राह्मणलक्षणम् ॥૯૪**

**અર્થ**:-હે યુધિષ્ઠિર ? ક્ષમા, નિષ્કપટપણું, દયા, દાન, સત્ય, શીળ, ધીરજ, લજ્જા, વિદ્યા, કળા તથા આસ્તિકપણું, એટલાં બ્રાહ્મણનાં લક્ષણો છે.

१ २ ३ ४ ७ ५ ६
**सत्यं ब्रह्म तपो ब्रह्म, ब्रह्म चेंद्रियनिग्रहः ।**
८ ९ १० ११
**सर्वभूतदया ब्रह्म, एतद् ब्राह्मणलक्षणम् ॥ ૯૫ ॥**

**અર્થ**:-સત્ય, તપ, ઈંદ્રિયોનો નિગ્રહ, તથા સર્વે પ્રાણીઓમાં દયા, એ ચારે બ્રહ્મ કહેવાય છે; અને તેજ બ્રાહ્મણોનું લક્ષણ છે.

१ २ ३ ४ ५ ६
**शूद्रोऽपि शीलसंपन्नो, गुणवान् ब्राह्मणो मतः ।**
७ ८ ९ १० ११ १२ १३
**ब्राह्मणोऽपि क्रियाहीनः, शूद्रादप्यधमो भवेत् ॥૯૬**

**અર્થ**:-વળી હે યુધિષ્ઠિર ? જાતિએ કરીને શૂદ્ર હોય પણ તે જો શીળયુક્ત તથા ગુણવાન્ હોય, તો ત્હેને બ્રાહ્મણ માનેલો છે, અને જાતિથી જે બ્રાહ્મણ હોય, છતાં જે શીળ આદિક ક્રિયાઓથી હીન હોય, તે શુદ્ર કરતાં પણ મહા નીચ થાય છે.

૧ ૨ ૩ ૪

**सर्वजातिषु चांडालाः, सर्वजातिषु ब्राह्मणाः ।**

૫ ૬ ૭ ૮ ૯ ૧૦

**ब्राह्मणेष्वपि चांडाला,-श्चांडालेष्वपि ब्राह्मणाः ॥૮૭**

**અર્થ**:-માટે હે યુધિષ્ઠિર ? સર્વે જાતિઓમાં ચંડાળ હોય છે, અને સર્વે જાતિઓમાં બ્રાહ્મણો પણ હોય છે, તેમજ બ્રાહ્મણોમાં ( પણ ) ચંડાળ હોય છે, અને ચંડાળોમાં પણ બ્રાહ્મણો હોય છે.

૫ ૪ ૧ ૨ ૩

**ब्राह्मणो ब्रह्मचर्येण, यथा शिल्पेन शिल्पिकः ।**

૬ ૮ ૯ ૭

**अन्यथा नाममात्रं स्या,-दिंद्रगोपककीटवत् ॥૮૮॥**

**અર્થ**:-જેમ શિલ્પકળાથી શિલ્પી કહેવાય છે, તેમ બ્રહ્મચર્યથી બ્રાહ્મણ કહેવાય છે, અને તેથી ઉલટી રીતનો તો, જેમ "ઇંદ્રગોપ" એવા નામનો કીડો કહેવાય છે, તેમ નામ માત્ર બ્રાહ્મણ કહેવાય છે.

૨ ૩ ૪ ૧ ૫ ૬

**अव्रताश्च दुराचारा, यत्र भक्ष्यचरा द्विजाः ।**

૯ ૧૦ ૧૧ ૭ ૮

**तं ग्रामं दंडयेद्राजा, चौरभक्तप्रदायकम् ॥ ૮૯ ॥**

**અર્થ**:-વળી હે યુધિષ્ઠિર ? જે ગામમાં વ્રત વિનાના, દુરાચારી, અને ભિક્ષા માગનારા, એવા બ્રાહ્મણો વસતા હોય, તે ગામને ચોરને ભાતું આપનારૂં જાણીને રાજાએ તે ગામનો દંડ કરવો જોઇએ.

૩ ૪ ૨ ૧ ૬ ૫
ऋतुकाले व्यतिक्रान्ते, यस्तु सेवेत मैथुनम् ।
૮ ૭ ૧૨ ૯ ૧૦ ૧૧
ब्रह्महत्या-फलं तस्य, सूतकं च दिने दिने ॥ ६० ॥

અર્થઃ-ૠતુકાળ ગયા બાદ ( ૠતુસ્નાન કર્યા પછી ગર્ભાધાનના દિવસ ગયા બાદ ) જે મૈથુન સેવે તેને બ્રહ્મહત્યાનું ફળ ( પાપ લાગેછે ), તથા દિનદિન પ્રત્યે સૂતક લાગે છે.

૨ ૩ ૬ ૪ ૫ ૧૧
ये स्त्रीजंघोरुसंस्पृष्टाः, कामगृद्धाश्च ये द्विजाः ।
૭ ૮ ૯ ૧૦ ૧૨ ૧૩ ૧
ये चरिताऽधमा भ्रष्टा,स्तेऽपि शूद्रा युधिष्ठिर ?॥६१॥

અર્થઃ-જે બ્રાહ્મણો સ્ત્રીના જંઘા અને સાથળોને સ્પર્શ કરીને રહેલા છે, તથા જેઓ વિષયસુખમાં લોલુપ થઈને પડી રહ્યા છે, અને જેઓ બ્રાહ્મણના આચારોથી ભ્રષ્ટ થએલા છે, તેઓને પણ હે યુધિષ્ઠિર ? શૂદ્ર જાણવા.

૧ ૨ ૪ ૫ ૬ ૭ ૩
यस्तु रक्तेषु दंतेषु, वेदमुच्चरते द्विजः ।
૧૦ ૮ ૯ ૧૪ ૧૧ ૧૨ ૧૩
अमेध्यं तस्य जिह्वाग्रे, सूतकं च दिने दिने ॥६२॥

અર્થઃ-વળી હે યુધિષ્ઠિર ? જે બ્રાહ્મણ પોતાના દાંતો અલતા વિગેરેથી રંગીને વેદનો ઉચ્ચાર કરે છે, તેની જીભના અગ્રભાગ ઉપર વિષ્ઠા જાણવી, તથા તેને દિનપ્રતિદિન સૂતક આવે છે-(લાગે છે).

૪ ૧ ૨ ૫ ૬ ૩
**हस्ततलप्रमाणां तु, यो भूमिं कर्षति द्विजः ।**
૯ ૭ ૮ ૧૧ ૧૦ ૧૨
**नश्यति तस्य ब्रह्मत्वं, शूद्रत्वं त्वभिजायते ॥૬૩॥**

**અર્થઃ**-જે બ્રાહ્મણ હાથના તળીયા જેટલી પણ (હથેલી માત્ર) ભૂમિને ખેડે છે, તેનું બ્રાહ્મણપણું નાશ પામે છે, તેમજ તેને શૂદ્રપણું પ્રાપ્ત થાય છે. ( અર્થાત્ બ્રાહ્મણે ખેતી કરવી નહિ. )

૩ ૬ ૪ ૫
**कृषिवाणिज्यगोरक्षां, राजसेवां तथाधमाम् ।**
૧ ૨ ૭ ૯ ૮ ૧૦ ૧૧
**ये ब्राह्मणाः प्रकुर्वंति, वृषलास्ते न संशयः ॥૬૪॥**

**અર્થઃ**-વળી હે યુધિષ્ઠિર ? જે બ્રાહ્મણો ખેતી, વેપાર, રાજ્ય, તથા અધમ એવી રાજસેવા કરે છે, તે બ્રાહ્મણોને નીચ શૂદ્ર જાણવા, તેમાં સંશય નથી.

૧ ૨ ૩ ૪ ૫ ૬
**यद्वत्काष्ठमयो हस्ती, यद्वच्चर्ममयो मृगः ।**
૯ ૭ ૮ ૧૧ ૧૦ ૧૨
**ब्राह्मणस्तु क्रियाहीन,-स्त्रयस्ते नामधारकाः ॥૬૫॥**

**અર્થઃ**-લાકડાનો હાથી, ચામડાનો મૃગલો, તથા ક્રિયા વિનાનો બ્રાહ્મણ, તે ત્રણે ફક્ત નામ ધારણ કરનારાજ છે. ( અર્થાત્ દેખાવ માત્રજ છે તથાપિ તેમના તે જાતના ગુણો નથી).

१ २ ३
**अव्रतानामशीलानां, जातिमात्रोपजीविनाम् ।**
४ ५ ६ ७ ८
**सहस्रवाडवानां तु, ब्रह्मत्वं नोपजायते ॥ ६६ ॥**

અર્થ:-વ્રત વિનાના, શીળ વિનાના, અને જાતિ માત્રથી આજીવિકા ચલાવનારા, એવા હજારો બ્રાહ્મણોને પણ બ્રાહ્મણપણું પ્રાપ્ત થતું નથી. (ગુણ વિના).

२ ४ ३ ७ ५ ६
**ये स्त्रीवशंगता नित्यं, विश्वासोपहताश्च ये ।**
८ ९ १० ११ १२ १
**ये स्त्रीपादरजः स्पृष्टा,-स्तेऽपि शूद्रा युधिष्ठिर ?॥६७**

અર્થ:-વળી હે યુધિષ્ઠિર ? ? જે માણસો હમેશાં સ્ત્રીને વશ રહેલા છે, તથા જેઓ વિશ્વાસઘાતી છે, અને સ્ત્રીના પગની રજથી સ્પર્શ કરાએલા છે, તે પણ શૂદ્રો જાણવા.

મૈથુનના દૂષણોનું પ્રકરણ.

२ ३ ४ १
**आरंभे वर्तमानस्य, हिंसकस्य युधिष्ठिर ? ।**
७ ८ ९ ६ ५
**गृहस्थस्य कुतः शौचं, मैथुनाभिरतस्य च ॥ ६८ ॥**

અર્થ:-વળી હે યુધિષ્ઠિર ? આરંભમાં વર્તતા, તથા હિંસા કરતા, અને મૈથુનમાં મસ્ત બનેલા એવા ગ્રહસ્થને પવિત્રતા ક્યાંથી હોય ?

४ १ ५ ६ २ ३
**मैथुनं ये न सेवंते, ब्रह्मचारा दृढव्रताः ।**

૮ ૯ ૧૦ ૧૧ ૭
**ते संसारसमुद्रस्य, पारं गच्छंति सुव्रताः ॥ ६९ ॥**

**અર્થ**:-વળી જેઓ મૈથુન સેવતા નથી, તથા બ્રહ્મચર્યરૂપી ૬૯ વ્રતને પાળે છે, એવા ઉત્તમ આચારવાળા બ્રાહ્મણો સંસારરૂપી સમુદ્રના પારને પામે છે. અર્થાત્ સંસાર તરી જાય છે.

૪ ૨ ૩ ૫
**हलकर्षणकर्मादि, यस्य विप्रस्य वर्तते ।**
૬ ૮ ૯ ૭ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧
**स न हि ब्राह्मणः प्रोक्तः, किं तु शूद्रो युधिष्ठिर ?**

**અર્થ**:-જે બ્રાહ્મણને હળ આદિક ખેતીનું કાર્ય હોય છે, તેને શાસ્ત્રકારે બ્રાહ્મણ કહ્યો નથી, તથાપિ હે યુધિષ્ઠિર ? તેને શૂદ્ર કહ્યો છે.

૧ ૩ ૨ ૬ ૭ ૪ ૫
**हिंसकोऽनृतवादी च, चौर्यानुपरतश्च यः ।**
૯ ૮ ૧૦ ૧૧ ૧૩ ૧૨
**परदारोपसेवी च, सर्वे ते पतिता द्विजाः ॥ ७१ ॥**

**અર્થ**:-હિંસા કરનાર, અસત્ય બોલનાર, ચોરી કરવામાં મશગુલ, તથા પરસ્ત્રીને સેવનાર, એવા સમગ્ર બ્રાહ્મણોને બ્રાહ્મણધર્મથી ભ્રષ્ટ થએલા જાણવા.

૧ ૨ ૩
**स्वाध्यायहीना वृषलाः, परकर्मोपजीविनः ।**
૪ ૫ ૬ ૭
**आकाशगामिनो विप्राः, सर्वजातिषु निंदिताः॥७२**

અર્થઃ-પઠન પાઠનાદિ સ્વાધ્યાયહીન, બાયલાપણું બતાવનાર, તેમજ અન્યજનોની ચાકરી કરીને આજીવિકા ચલાવનાર, અને આકાશગમન કરનાર, એવા બ્રાહ્મણો સર્વે જાતિઓમાં નિંદાને પાત્ર બનેલા છે.

४ १ २ ३ ७ ५ ६
**गोविक्रयास्तु ये विप्रा, ज्ञेयास्ते मातृविक्रयाः ।**
९ १४ १० ८ १२ ११ १३ १७ १५ १६
**तैर्हि देवाश्च वेदाश्च, विक्रीता नात्र संशयः ॥७३॥**

અર્થઃ-વળી જે બ્રાહ્મણો ગાયને વેચનારા છે, તે બ્રાહ્મણોને તેમની પોતાની માતાને વેચનારા જાણવા, વળી તે પ્રકારના અકાર્યના કરવાથી તેમણે દેવ તથા વેદોને પણ વેચ્યા એમ સમજવું, તેમાં જરા માત્ર પણ સંશય છેજ નહી.

१ २
**ब्रह्मचर्यतपोयुक्ताः, समानलोहकांचनाः ।**
३ ५ ४
**सर्वभूतदयावंतो, ब्राह्मणाः सर्वजातिषु ॥ ७४ ॥**

અર્થઃ-જેઓ બ્રહ્મચર્ય અને તપશ્ચર્યાયુક્ત છે, તેમજ જેઓને કાંચન તથા મૃત્તિકા બન્ને સમાન છે, તથા જેઓ સમગ્ર પ્રાણીઓ પ્રત્યે દયા ધરનારા છે, એવા માણસો ગમે તે જાતિમાં બ્રાહ્મણ મનાય છે, અર્થાત્ જાતિમાત્રથી બ્રાહ્મણ થતો નથી પણ ગુણથી થાય છે.

१ २ ३ ४
**त्यक्तदाराः सदाचारा, मुक्तभोगा जितेंद्रियाः ।**
८ ७ ५ ६
**जायंते गुरवो नित्यं, सर्वभूताभयप्रदाः ॥ ७५ ॥**

અર્થઃ—ત્યાગ કર્યો છે સ્ત્રીઓનો જેમણે, તથા સદાચારવાળા, ત્યજેલા છે ભોગો જેઓએ, તેમજ જીતેલી છે ઇંદ્રિયો જેમણે, તથા સર્વે પ્રાણીઓ ઉપર દયા રાખનારા, એવા બ્રાહ્મણો હમેશાં ગુરૂ તરિકે ગણાય છે.

**अधीत्य चतुरो वेदान्, सांगोपांगान् चिकित्सकान्।**
**शूद्रात्प्रतिग्रहं कृत्वा, खरो भवति ब्राह्मणः ॥७६॥**

અર્થઃ—અંગોપાંગ સહિત, તથા વૈદકયુક્ત એવા ચાર વેદોને ભણીને, જે બ્રાહ્મણ શૂદ્ર થકી પ્રતિગ્રહ કરે છે, તે ગધેડો થાય છે.

**खरो द्वादशजन्मानि, षष्टिजन्मानि शूकरः।**
**श्वानः सप्ततिजन्मानि, इत्येवं मनुरब्रवीत् ॥७७॥**

અર્થઃ—વળી પૂર્વોક્ત દૂષણવાળો બ્રાહ્મણ બાર જન્મપર્યંત ગધેડો થાય છે, સાઠ જન્મો તક ભૂંડ થાય છે, તથા સીત્તેર જન્મ સુધી કુતરો થાય છે, એમ મનુરૂષિએ પણ કહ્યું છે.

**अहिंसा सत्यमस्तेयं, ब्रह्मचार्यपरिग्रही।**
**कामक्रोधनिवृत्तस्तु, ब्राह्मणः स युधिष्ठिर ? ॥७८॥**

અર્થઃ—દયા પાળનારો, સત્ય બોલનારો, ચોરી નહી

કરનારો, બ્રહ્મચારી, પરિગ્રહ નહી રાખનારો, અને કામ ક્રોધથી નિવૃત્ત થએલો માણસ, હે યુધિષ્ઠિર ? ? બ્રાહ્મણ કહેવાય છે.

**सत्यं नास्ति तपो नास्ति, नास्ति चेंद्रियनिग्रहः ।**
**सर्वभूतदया नास्ति, एतच्चांडाललक्षणम् ॥७९॥**

**અર્થ**:–વળી હે યુધિષ્ઠિર ? જ્યાં સત્ય ન હોય, તપ ન હોય, ઇંદ્રિયોનો નિગ્રહ ન હોય, તથા સમગ્ર પ્રાણીઓ પ્રત્યે દયા ન હોય, તે ચંડાળનું લક્ષણ અવબોધવું.

( उपजातिवृत्तम )

**ये क्षांतिदानाः श्रुतिपूर्णकर्णा,**
**जितेंद्रियाः प्राणिवधे निवृत्ताः ।**
**परिग्रहे संकुचिताग्रहस्ता,-**
**स्तेब्राह्मणास्तारयितुं समर्थाः ॥ ८० ॥**

**અર્થ**:–જે બ્રાહ્મણો ક્ષમાના દેનારા ( ધરનારા ), તથા શાસ્ત્રની શ્રુતિથી પૂર્ણ થએલા છે કાન જેમના, તેમજ જીવહિંસાથી નિવૃત્તિ પામેલા, અને પરિગ્રહ ધરવામાં સંકોચ પામ્યા છે હસ્તાગ્ર જેમના, એવા બ્રાહ્મણો અન્યને તારવા માટે સમર્થ બને છે.

